ॐ श्री संखेश्वर पार्श्वनाथाय नमः

# પ્રસ્તાવના.

જ્ઞાની પુરુષોનો એ જ અભિપ્રાય છે કે જે વસ્તુ પ્રાપ્ત કરવી હોય તેનું પ્રથમ જ્ઞાન મેળવવુ અને પછી તેની પ્રાપ્તિ માટે મહેનત કરવી. આનું નામ જ જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષની પ્રાપ્તિ એકલા જ્ઞાનથી ચાલે તેમ નથી તેમ એકલી ક્રિયાથી પણ ઇચ્છિત સ્થળે પહોંચાય તેમ નથી વર વિનાની જાન શા કામની ? વર અને જાન બંનેની જરૂર છે પાઠશાળાઓમાં અને બોર્ડિંગોમા એકલા પ્રતિક્રમણની ક્રિયાના પાઠ શીખવાય અને પ્રતિક્રમણ શા માટે કરવું, કોણ બંધાયો છે કે તેને છોડાવવા પ્રયત્ન કરવો. એ ન સમજાવાય તો તે ક્રિયાના પાઠો ઉપયોગી ન થઈ શકે. માટે આત્માનુ અને બંધ મોક્ષનું જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. નાની ઉંમરથી સત્ય વસ્તુ સમજાય અને દૃઢ સંસ્કાર પડે તો મનુષ્ય ક્રિયામાર્ગમા પ્રવૃત્તિ કરવાનો જ. અત્યારના ઘણુા કેળવણી પામેલાઓ ક્રિયામાર્ગમા પ્રવૃત્તિ કરતાં નથી કરવા જાય છે તો તેમાં તેમને શુષ્કતા લાગે છે, મજા પડતી નથી. પણ તે બનવા યોગ્ય છે, કેમ કે આત્મા શું વસ્તુ છે, તે કેમ અને કેવી રીતે બંધાય છે, કેવી ક્રિયાથી કર્મો આવે છે. કેવી ક્રિયા કરવાથી આવતાં કર્મો અટકે છે, કઈ ક્રિયાથી પૂર્વના કર્મ નાશ પામે છે, અને આત્મસ્વરૂપ કેવી રીતે પ્રગટ થાય ? આ સંબંધી બોધ તેમને મળ્યો નથી અને મળતો પણ નથી એટલે લક્ષ બાંધ્યા વિના નકામું ચાલ્યા કરવું. તે તેમને અયોગ્ય લાગે જ. આ ફરિયાદ અત્યારની ચાલતી દરેક પાઠશાળાઓ માટે પણ છે પૈસાઓ ખરચવા છતાં, વર્ષો સુધી પાઠશાળાઓ ચલાવવા છતા સંતોષકારક પરિણામ નથી આવતુ. છોકરાઓ

વ્યાપારાદિમાં જોડાય છે અને છોકરીઓ પરણી સાસરે જાય છે એટલે ગોખેલા પ્રતિક્રમણનું જ્ઞાન ભુલાય છે અથવા ઉપયોગી નિવડતું નથી પણ જો ઉપર જણાવેલ તત્ત્વજ્ઞાન તેમના હૃદયમાં પરિણમ્યું હોય તો ગમે તેવા વિષમ પ્રસંગમાં પણ તે પોતાનું કર્તવ્ય ભૂલવાના જ નહિ.

પહેલાં એક વખત ચોમાસામાં પાદરાની પાઠશાળાનો ઇનામનો મેળાવડો થયો હતો તે પ્રસગે છોકરા–છોકરીઓને આત્મા સંબંધી જ્ઞાન કેમ નથી મળતું તે ઉપર વિચારો થયા હતા., છેવટે તે માટે એક તેવા પુસ્તકની જરૂર પાઠશાળાના આગેવાનોએ જણાવી અને તેવુ પુસ્તક લખી આપવાની વિનતિ કરી.

જેના પરિણામમાં આ આત્મજ્ઞાન પ્રવેશિકા પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે

કયા કયા વિષયો દાખલ કરવા તે માટે શ્રીયુત્ વકીલ મોહનલાલ હેમચદે મને કેટલીક સૂચના કરી હતી

સત્તાવીસ પાઠના રૂપમાં આ પુસ્તક પુરુ કર્યું છે, જે વાચવાથી સમજાશે પાઠને છેડે તે પાઠના સાર રૂપ પ્રશ્નો મૂકવામાં આવ્યા છે, ભણાવનાર માસ્તરે પોતે સમજીને આ પાઠનુ વિવેચન બાળકોની આગળ વિસ્તારથી કહી સંભળાવવુ અને તેના સારવાળા પ્રશ્નો મોઢે કરાવવા. તેના ઉત્તરો તે પાઠમાથી પોતે શોધી કાઢે તેમ કરવું. તેથી તે પાઠનો ભાવાર્થ તેઓના હૃદયમા સારી રીતે પરિણમશે. એકથી વધારે દિવસ એક પાઠ માટે થાય તેની અડચણ નથી, પણ તેનું રહસ્ય તેઓના હૃદયમાં પરિણમવું જ જોઇએ. એટલું થશે તો મારું માનવું છે કે આ એક નાનીસરખી ચોપડીના જ્ઞાનથી અનેક પુસ્તકો ભણનારા કરતાં વધારે જ્ઞાન તેને પ્રાપ્ત થશે. આ પુસ્તકે માંહીલું જ્ઞાન બીજ જેવું છે સૂત્રનાં રહસ્યોથી ભરપૂર છે આત્માનો લક્ષ જાગૃત કરાવનાર છે, આત્મામાં પ્રવેશ કરાવનાર છે. કેમકે જ્ઞાન અને ક્રિયા બન્નેનો સાથે ઉપયોગ તેમાં કરેલો છે. આ કારણથી જ આત્મજ્ઞાનપ્રવેશિકા નામ પણ સાર્થક જ છે.

જો આ પુસ્તક પાઠશાળાઓમાં અને બીજે પણ ઉપયોગી નવડશે તો ફરીને છપાવવાનું કામ ચાલુ રહેશે. મેં તો મારા નાના ભાઈઓની સેવા કરી છે. તેમને ઉપયોગી થાય તો સેવા સ્વીકારે અને આનંદ પામે. તેથી હું મને કૃતાર્થ માનીશ. એજ,

લેખક—વાચકને શાંતિ હો.

૧૯૭૯ કારતક સુદ ૧૫, લિ૦

પાદરા પં. કેશરવિજયજી ગણિ

## બીજી આવૃત્તિ

આત્મજ્ઞાન પ્રવેશિકાની પહેલી આવૃત્તિનો ફેલાવો ટૂંકા વખતમાં સારો થયો છે આત્મજ્ઞાનને લગતા વિચારો વાચવાનો ઉત્સાહ જૈનોમાં વધતો જાય છે, તે સાથે અન્યદર્શનવાળા પણ કેટલાક બંધુઓએ આ પુસ્તકને માટે સારો અભિપ્રાય આપવા સાથે તે પુસ્તકનો ફેલાવો કરવામાં અને વાચનમાં સારો ભાગ લીધો છે તે જાણી વિશેષ સંતોષ થાય છે.

મતમતાંતર વિના આત્મજ્ઞાનનો વિકાસ થાય અને કર્તવ્યમા સહેલાઇથી મૂકી શકાય તેવા મધ્યસ્થ પાઠો આ પુસ્તકમાં દાખલ કરવામાં આવેલા હોવાથી આત્મજ્ઞાનની ઉન્નતિ ઇચ્છનારને આનંદ થવા સંભવ છે.

બીજી આવૃત્તિમાં નવા પાચ પાઠો ઉમેરવામાં આવ્યા છે. આત્મમાર્ગમાં આગળ વધવા ઇચ્છનારને તે ખાસ ઉપયોગી થાય તેમ છે

આ પુસ્તક પાઠશાળાના વિદ્યાર્થીઓ માટે જ લખાયું હતું, પણ હવે નવા પાઠોના વધારાથી તે સર્વને ઉપયોગી થાય તેવું બન્યું છે. અંગ્રેજી અભ્યાસ કરનારાઓને પણ વિશેષ ઉપયોગી થાય તેવો સંભવ છે.

વિક્રમ સંવત ૧૯૭૯ શ્રાવણ વદ ૬ — લિ૦ પં. કેશરવિજયજી ગણિ, વલસાડ



## ત્રીજી આવૃત્તિ.

બે વર્ષ પુરાં નથી થયાં તેટલામાં આ પુસ્તકની બાર હજાર નકલો ખપી ગઇ છે, તે જ આ પુસ્તકની ઉપયોગિતા બતાવી આપે છે. આ પુસ્તક કેટલેક ઠેકાણે-બોર્ડિંગોમાં અને પાઠશાળાઓમાં-દાખલ કરવામાં આવેલ છે. તે પણ આ જ્ઞાનની ઉપયોગિતા સૂચવી આપે છે. બીજી આવૃત્તિમાં જે ગૃહસ્થોએ મદદ આપી હતી તેમાંથી અમુક નકલો તેઓને આપી બાકીની વેચવામાં આવી હતી. તેની ઉપજમાંથી આ ત્રીજી આવૃત્તિનાં પાંચ હજાર પુસ્તકો છપાવવામાં આવ્યાં છે,

ત્રીજી આવૃત્તિમાં ભાવનગરવાળા શેઠ કુંવરજીભાઇ આણંદજીએ પ્રેમ ભાવે જે જે સૂચનાઓ અમને કરી હતી તે પ્રમાણે મને ઠીક લાગવાથી સુધારો કરવામાં આવ્યો છે. આ પુસ્તક વિશેષ ઉપયોગી જણાય તો હજી બાકી રહેલી બોર્ડિંગો તથા પાઠશાળાઓમાં દાખલ કરવામાં આવે તેવી તેમના વ્યવસ્થાપકો તથા આગેવાનોને સૂચના કરવામાં આવે છે.

| | |
|---|---|
| વિક્રમ સં૦ ૧૯૮૧<br>અષાઢ સુદ ૧૫ | લિ. પં. કેશરવિજયજી ગણિ<br>રાધનપુર |

## ચોથી આવૃત્તિ

આ નાનકડા પણ આત્મજ્ઞાનથી ભરપૂર પુસ્તકની વિશેષ ઉપયોગિતા લાગવાથી પ પૂ. પ્રવર્તિની સાધ્વીજી સૌભાગ્યશ્રીજી મ ના ઉપદેશથી તેમના શિષ્યા જ્ઞાનશ્રીજીના સંસારી પિતાશ્રી શ્રીયુત હીરાલાલ રવચંદભાઈ ઝવેરીના સ્મરણાર્થે સાડા બારસો નકલો છપાયેલ છે.

## પાંચમી આવૃત્તિ

પ પૂ૦ સાધ્વીજી વિનયપ્રભાશ્રીજીના ઉપદેશથી છપાયેલ

## છઠ્ઠી આવૃત્તિ

આ પુસ્તક વર્તમાનમાં અલભ્ય હોવાથી અને તેનો ઉપયોગ વધુ લાગવાથી અધ્યાત્મની પ્રથમ ભૂમિકામાં આરૂઢ થવા ઇચ્છનાર ભવ્યાત્માઓની માગ બહુ હોવાથી શાંતમૂર્તિ સ્વ. પ. પૂ૦ આચાર્યદેવેશ વિજય પ્રભવચન્દ્રસૂરીશ્વરજી મ સા. ની પ્રથમ પુણ્ય તિથિએ તેઓશ્રીના શિષ્યરત્ન પ. પૂ૦ ગણિવર્યશ્રી હેમપ્રવિજયજી મ. સા. ની શુભ પ્રેરણાથી બહાર પાડવામાં આવ્યું છે.

લિ.

શ્રી મુક્તિ-ચંદ્ર-શ્રમણ આરાધના
ટ્રસ્ટના ટ્રસ્ટી મંડળ



# અનુક્રમણિકા

# ગુરુ વિરહ ગીત

ગમે તે સ્વરૂપે ગમે ત્યાં બીરાજો ગુરુ મારા વદન કોટી કોટી વદન,
પ્રભવચંદ્રસૂરીશ્વરજી સ્વર્ગે સિધાવ્યા, ગુરુ મારા વંદન કોટી કોટી વદન

નાથી દેવીના લાડકવાયા દામોદરભાઈના કુલ દીપાયા,
કીશોર વયમા વૈરાગે રંગાયા ગુરુ મારા વંદન. ૧

કમલના કેશરની સુવાસે લોભાયા, ચદ્રસુનિજીના ચરણ કિંકર કહાયા
સંયમને તપના તેજે સવાયા, ગુરુ મારા વદન. ૨

ગુરુજીના સ્વપ્નને સાકાર કરવા, પાદલિપ્તપુરીમાં પાદ જ ધરતા,
આરાધના કેન્દ્રના નિર્માણ કરતા ગુરુ મારા વંદન ૩

નમસ્કાર મંત્રનું ધ્યાન ધરંતા, સિદ્ધગિરિ રાજને કદિ ન વિસરતા,
અંતિમ શ્વાસે સમાધિ ધરંતા ગુરુ મારા વદન. ૪

આસો શુદિ અષ્ટમી કેવી રે ગોઝારી, ગુરુજીને ખેંચી લીધા સ્વર્ગ મોઝારી
ઝુરતો પરિવાર કરે છે પોકારી ગુરુ મારા વંદન. ૫

વિરહની વેદના અમને સતાવે; વાત્સલ્યનો ઝરો રોજ યાદ આવે,
ગુમાવેલુ કોહીનુર કોણ બતાવે, ગુરુ મારા વદન. ૬

ભલે ના નિહાળુ નજરથી તમોને, પ્રેમની પરખ તો ભૂલાય ન અમોને
મળે ગુણ તમારા સફળ મારૂં જીવન ગુરુ મારા વદન. ૭

હેમપ્રભ ! હેમપ્રભ ! કોણ હવે કહેશે: દિલના દિલાસા કોણ હવે દેશે
ગરીબોને ગાયોના આંસુ કોણ લેશે ! સ્થવીર વર્ગની સાર કોણ લેશે ગુરુ. ૮

ગુરુજી ! ગુરુજી કોને હવે કહીશું ! અંતરની ઊર્મિઓ ક્યા જઈ ઠાલવશું
અમી ભરી દૃષ્ટિથી કોણ હવે જોશે ? ગુરુ મારા વદન. ૯

ઓ ગુરુદેવા ! ચરણોની સેવા માગુ નિરંતર મુક્તિના મેવા,
આપ છો ગુરુજી સમર્થ દેવા. ગુરુ મારા વદન. ૧૦

સ્વર્ગથી રૂડી આશિષ દેજો, રત્નત્રયીની ભેટ જ કરજો,
આ ભવ ગુરુજી પાર ઉતારો ગુરુ મારા વંદન ..૧૧

આપનો પરિવાર અરજ કરે છે, નયનો અમારા દર્શન ચહે છે.
મુક્તિનગરમાં વહેલા પધારો ગુરુ મારા વંદન ..૧૨

## ગુરુ સ્તુતિ

(જય જય ગરવી ગુજરાત)

એક યશો ગાથા ગુરુદેવની, મેતો માળા ગુંથી ગુરુ ગુણની આ
સમતા સાગર ગુરુ ગુણના આગર, આ ગાગર કોરી રૂડી અંતરની
વરસાવો કરુણા દયાનાં ઝરણાં ભરીદો સમકિત સુખડલી એમાં ભરીદો
સમકિત સુખડલી. લઘુ વયમાં સંસાર છોડીને દોડી સંયમની વાટલડી,
ચન્દના ચરણોમા શિર ઝુકાવ્યું જોનાં ઠરી સહુની આંખલડી. ૨
જયપ્રસન્નસૂરિ જય ચંદ્રસૂરિ જય ઓ કેશરસૂરિરાયની વરસાવો કરુણા-૧

સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાએ સ્થવિર વયની રક્ષા કાજે આરાધના
કેન્દ્રનું નિર્માણ કીધું મુક્તિનગરની શોભા કાજે, એમાં સંયમની રૂડી વિણા
વાજે જયકમલસૂરિ જય કેશરસૂરિ જય ઓલો મુક્તિવિજય ગણિરાયની
વૃદ્ધો માટે આરાધના મંદીર બન્યું છે ગુરુ ઉપદેશથી-૨

જીવન વનમાં વનરાજ જેવા સર્વે કાર્યોમાં નીડર બન્યા,
જ્ઞાનની ભક્તિ સયમની સાધનામાં ગુરુદેવ અતિ શૂરવીર બન્યા,
રૂડી ઉપાસના,છોડી વાસનાતેનો છેલ્લી ઘડીએ સરવાળો થયો. વરસાવો કરુણા-૩

અભિલાષા આશા ને અકાંક્ષા ત્યાગી, આત્મધ્યાનમાં તલ્લીન થયા,
અદ્‌ભૂત યોગી આનંદ ઘનજીના સ્તવનો પદોમાં લયલીન બન્યા,
ભલે વેદના અપાર નહિં કાયામાં સાર એમ ગુરુજી વિચારે છેલ્લા શ્વાસે
વરસાવો કરુણા-૪

સિદ્ધગિરિ સિદ્ધગિરિ ધ્યાન ધરંતા ખમાવ્યાં સહુને હાથ જોડી,
સ્વમુખે સહુને વોસિરાવી દીધાં હેમપ્રભવિજયજીની માયા છોડી,
હું જોઉં છું હું જોઉં છું એ સૂરો હજીએ યાદ આવે છે.
વરસાવો કરુણા—૫

પાદલિપ્ત પુરીના ગિરિવિહારમાં, ગુરુજીએ છોડયા છેલ્લા પ્રાણ,
ચાલી જશે આમ રડતા મૂર્છાને એમના આવ્યું કોઠના મનડામાં ભાન,
જય સિદ્ધગિરિ જય વિમલગિરિ જય બોલો આદીશ્વરરાયની,
જપતાં જપતા ગુરુજી ગયા એતો દાદાનું ધ્યાન ધરંતા ગયા – ૬

હેમપ્રભ હેમપ્રભ શબ્દો ગુંજે છે ગુરુજીની યાદ સતાવી રહે છે,
વિભાકરવિજયજીની અપૂર્વ સેવા મલયને દેજો ગુરુ મુક્તિ મેવા:
સહુને દેજો ગુરુ મુક્તિ મેવા એ કરુણામૂર્તિ ! એ ક્ષમામૂર્તિ
જય બોલો પ્રભવચન્દ્રસૂરિરાયની વરસાવો—૭

ભવ્યાત્માઓને સહાય કરીને ગુરુ શાસન શોભા વધારજો,
વારિવજ્રની વિનંતી સ્વિકારી ભવ સાયર પાર ઉતારજો
સંસ્થાને જોજો ગુરુ દર્શન [illegible] રાજ મુક્તિ [illegible] પધારજો—વરસાવો કરુણા

# સમર્પણ

લાખ લાખ માતાઓ કરતાં પણ અધિક વાત્સલ્ય વર્ષાવનાર, સંયમ પ્રાણ
દાત્રીઓ ગુરુ માતા ! આપના અનંત અનંત ઉપકારનો બદલો હું કંઇ
રીતે વાળું ? મારા જીવનના ઉપવનને નવ પલ્લવીત કરી ગુણના
પુષ્પોની પરાગ ફેલાવનાર સંસારના ખદબદતા કિચ્ચડમાંથી બચાવી,
અજ્ઞાનના અંધારાને ઉલેચી જ્ઞાનનો પ્રકાશ પાથરી, મારા
જેવા તદ્દન અલ્પજ્ઞનો ઉદ્ધાર કરનાર પરમોપકારી પ્રાતઃ
સ્મરણીય કરુણા મૂર્તિ પૂજ્યપાદ ગુરુદેવ ! સંયમ, તપ, ત્યાગ,
તિતિક્ષા અને કરુણા આદિ અનેક ગુણોથી અલંકૃત
જીવનના છેલ્લા શ્વાસ સુધી વીરતા અને ધીરતાને
ધારણ કરનાર ઓ ગુરુદેવ ! આપના જીવ-
નમાં સદા તરવરતા ગુણોનું સ્મરણ કરતાં
હૃદય ભરાઇ આવે છે. " શું ગુરુ
ચરણે ધરૂં " ઓ ગુરુદેવ આપની
પ્રથમ સ્વર્ગારોહણતિથિએ ભિપણ
ભવાટવીમાં આથડતા પથીકોને
દીવાદાંડી સમાન—આપણા દાદા
ગુરુ યોગનિષ્ઠ વિજય કેશર-
સૂરીશ્વરજી મ.સાની કૃતિ
આત્મજ્ઞાનપ્રવેશીકાનામની
પુસ્તિકારૂપ પુષ્પાંજલી
આપના કરકમલમાં
સમર્પણ કરી કૃતજ્ઞતા
અનુભવતો આપનો
સદાનો ઋણી

આપનો ચરણોપાસક

**હેમપ્રભવિજય**

ॐ श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# આત્મજ્ઞાન પ્રવેશિકા

## પાઠ ૧ લો

### આત્મા છે

આત્મા છે એ વાત ચોક્કસ છે. હું છું કે કેમ? આ શંકાને જે જાણે છે તે જ આત્મા છે. આત્મા અરૂપી વસ્તુ છે તેથી જેમ આંખો વડે બીજી વસ્તુઓ આપણે જોઈ શકીએ છીએ તેમ આત્મા જોઈ શકાતો નથી. આત્મામાં કોઈ પણ જાતનું રૂપ કે આકાર નથી, છતાં આત્મા એક વસ્તુ તો છે જ.

આત્મામાં ગુણો છે, તે ગુણો વડે આત્મા 'છે' એમ આપણે જાણી શકીએ છીએ. ઉપયોગ એ આત્માનો મુખ્ય ગુણ છે. ઉપયોગ બે પ્રકારનો છે: એક જ્ઞાન ઉપયોગ, બીજો દર્શન ઉપયોગ. જ્ઞાન ઉપયોગ વડે આપણે વસ્તુને જાણી શકીએ છીએ અને દર્શન ઉપયોગ વડે પદાર્થને જોઇ શકીએ છીએ. આ જાણવું અને જોવું તે આત્માના ગુણો છે.

આત્માનો અનુભવ થાય છે. આત્મા જ આત્માને જાણે છે દુનિયાના બીજા કોઇ પદાર્થો આત્માને જાણી શકતા નથી. જે આત્મા આ વિશ્વને જાણી શકે છે તેને જાણનારો કોણ હોઇ શકે? તેને જે જાણે તે આત્મા જ છે.

આત્મા હોય તો શરીર હાલી ચાલી શકે, મુખ બોલી શકે, કાન સાંભળી શકે, નાક સૂંઘી શકે, જીભ સ્વાદ લઇ શકે, ટાઢ, તાપ આદિ શરીર જાણી શકે. મન વિચારી શકે અને સુખદુ:ખાદિ જાણી શકે.

આત્મા ન હોય તો સુખદુ:ખ જાણી ન શકાય, મન વિચાર ન કરી શકે મુખ બોલી ન શકે, નાક સુગંધ ન લઈ શકે. જીભ સ્વાદ ન લે, શરીર હાલીચાલી ન શકે, કાન સાંભળી ન શકે, આત્મા વિનાનું શરીર મડદું કહેવાય, સચેતન દશા અને લાગણીઓ આત્માની હૈયાતીને જ આભારી છે.

જ્યારે સર્વ વિકલ્પો દૂર થાય છે અને સ્થિર થાય છે ત્યારે જે અનુભવ થાય છે, જે સ્થિતિ હોય છે તે આત્માનો શુદ્ધ સ્વભાવ છે. તે આત્માની સ્વરૂપસ્થ દશા છે. આ સ્થિતિમાં જેમ વધારે વખત રહેવામાં આવે છે, તેમ તેમ આત્માની મહાન શક્તિઓ પ્રગટ થતી આવે છે, તેની લાયકાતમાં વધારો થતો રહે છે. આત્મા દેહમાં રહેલો છે એ દૃષ્ટિએ આપણે વિચાર કરીએ તો આત્મા દેહ પ્રમાણે છે. આત્મા જ્ઞાન-સ્વરૂપે છે એ અપેક્ષાએ વિચાર કરીએ તો વિશ્વવ્યાપક છે. શુદ્ધ સ્વરૂપની અપેક્ષાએ આત્મા લાંબો નથી, ટૂંકો નથી, હલકો નથી, ભારે નથી, કોઈ જાતના તર્કવિતર્કથી આત્મા જાણી શ ાતો નથી.

ઇંદ્રિયોના વિષયોની ક્રિયા અને મનના વિકલ્પો શાંત થતાં આત્માકારે આત્મઉપયોગે પરિણમતાં આત્મા શુદ્ધ સ્વ-રૂપે પ્રગટ થય છે. અનુભવ ય છે.

### પાઠ પહેલાના સારાંશ પ્રશ્નો

આત્મા છે ૧. આત્મામાં ગુણો છે ૨. આત્માદેહ પ્રમાણે છે. ૩. આત્મા વિશ્વવ્યાપક છે. ૪. આત્માનો અનુભવ થાય છે. ૫. શિક્ષકે આ મુદ્દાઓ ઉપર વિશેષ વિવેચન કરી વિદ્યાર્થીને સમજાવવું.

---

# પાઠ ૨ જો

## દેહમાં આત્મા છે

જેમ અરણિના લાકડામાં અગ્નિ રહેલો છે. દહીંમાં ઘી રહેલું છે, તલમાં તેલ રહેલું છે, પુષ્પોમાં સુગંધ રહેલી છે, જમીનમાં પાણી રહેલું છે, તેમ શરીરમાં જીવ રહેલો છે. જેમ પાંજરાથી પાંજરામાં રહેલું પક્ષી જુદું છે, ઝાડથી ઝાડ ઉપર રહેલું પક્ષી જુદુ છે, અંગરખાથી અંગરખું પહેરનાર જુદો છે, તેમ દેહથી આત્મા જુદો છે.

દેહધારી આત્મામાં સંકોચ વિકાસવાળો ગુણ છે તેને લઈને જીવ કેટલો મોટો કે કેવડો નાનો છે તે કહી શકાતું નથી. જે દેહમાં જીવ રહેલો છે, તે દેહ પ્રમાણે જીવ કહેવાય છે. જેમ શરીર વધતું જાય છે તેમ જીવ વિકાસ પામતો જાય છે, અને શરીરના ભાગોમાં વ્યાપી રહે છે શરીર દૂર્બળ થતાં કે હાથ, પગ કપાઈ જતાં તે જીવના પ્રદેશો સંકોચાઈ જાય છે.

દીવાનો પ્રકાશ ખુલ્લો હોય તો તે આખા ઘરમાં પથરાઈ રહેશે. પણ જો તે દીવા ઉપર એક વાસણ ઢાંકવામાં આવે તો તેનો પ્રકાશ તેટલા જ ભાગમાં સંકોચાઇને સમાઈ રહેશે. આ પ્રમાણે કર્મના બંધનમાં બંધાયેલા સંસારી જીવે જે દેહ ધારણ કરેલો હોય છે તેટલા પ્રમાણમાં તે સમાઈ રહે છે. હાથીના શરીરમાં રહેલો જીવ હાથી પ્રમાણનો પ્રદેશ રોકીને રહેશે અને કીડીના શરીરમાં રહેલો જીવ તેટલો જ વિભાગ રોકીને રહી શકશે. વળી સુખદુઃખનો અનુભવ પણ તેટલા જ વિભાગમાં થશે. જો દેહથી બહારના વિશેષ વિભાગમાં આ જીવની હૈયાતી હોય તો તે સ્થળે ટાઢ, તાપ, સુખ, દુઃખ આદિનો અનુભવ પણ આ જીવને થવો જોઇએ. પણ તેમ થતું નથી. વળી સુખી થવા માટે અથવા મોક્ષ મેળવવા માટે પ્રયત્ન પણ આ દેહની અંદર રહીને જ કરવામાં આવે છે. અને સુખ, શાંતિ, દુઃખ કે જ્ઞાનનો અનુભવ પણ આ દેહની અંદર રહેલ આત્માને જ થાય છે. માટે આત્મા દેહ પ્રમાણે છે.

કર્મોનું બંધન છૂટી જતાં દીવાના પ્રકાશની માફક તે કેવડો મોટો છે, તેનુ માપ કાઢી શકાતું નથી, એટલે જ જ્ઞાનરૂપ શક્તિની અપેક્ષાએ આત્માને સર્વવ્યાપક માનવામાં આવે છે.

### બીજા પાઠના સારાંશ પ્રશ્નો.

દેહમાં આત્મા છે ૧. આત્મામાં સંકોચ વિકાસ ગુણ છે ૨. સુખદુઃખનો અનુભવ દેહમાં થાય છે ૩. દેહથી આત્મા જુદો છે. આ સર્વ અપેક્ષાઓ શિક્ષકે સમજાવવી.

# પાઠ ૩ જો

## આત્મા નિત્ય છે કે અનિત્ય ?

આત્માની ઉત્પત્તિ થતી નથી તેથી તે અનાદિ કહેવ ય છે. તેમ આત્માનો નાશ થતો નથી એટલે તે અવિનાશી છે. જેમ માટીમાંથી માટીના ઘડાની ઉત્પત્તિ થાય છે તેમ તેનો નાશ પણ માટીમાં થાય છે એટલે ઘડો ફુટીને પાછો માટીમાં મળી જાય છે તેમ આત્માની ઉત્પત્તિ ક્યારે થઇ અને શેમાથી થઈ તે કહી શકાતું નથી. આત્માની ઉત્પતિનું ઉપાદાન –મૂળ કારણ કોઈ ન હોવાથી આત્મા નાશ પામીને પાછો કોની અંદર મળી જાય ? જેમાંથી જેની ઉત્પત્તિ તે તેનું મૂળ કારણ કહેવાય છે. ઘડાનું મૂળ કારણ માટી છે તેમ આત્માની ઉત્પત્તિ થવાનું મૂળ કારણ કોઈ ન હોવાથી આત્માનો અક્ષય, અવિનાશી, ધ્રુવ, નિત્ય, અવિચળ ઈત્યાદિ નામોથી કહેવામાં–વર્ણન કરવામાં આવે છે.

આ મૂળ દ્રવ્યની અપેક્ષાએ આત્માને નિત્ય કહેવામાં આવે છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય કહેવામાં આવે છે. ગુણની અપેક્ષાએ આત્મામાં ગુણનો પ્રગટ અને તિરો-ભાવ બન્યા કરે છે આત્મામાં ગુણ અને પર્યાય છે તે આગળ કહેવામાં આવશે. તે બરોબર સમજવાથી આત્મા નિત્યાનિત્ય છે તે બરાબર સમજી શકાશે.

આત્મા જે મૂળ વસ્તુ છે તેને દ્રવ્ય કહે છે, તેની સાથે ગૌણ કે પ્રગટપણે જે નિરંતર રહે છે તે ભાવને ગુણ કહે છે અને અનુક્રમે ઉત્પન્ન થઈને બદલાયા કરે તેને પર્યાય કહે છે.

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ, અનંતશક્તિ, અવ્યાબાધપણું, અગુરુલઘુ, સાદિ અનંત સ્થિતિ અને અરૂપીપણું તે આઠ આત્માના ગુણો છે. આઠ કર્મના જવાથી આ આઠ ગુણો ઉત્પન્ન થાય છે અર્થાત્ પ્રગટ થાય છે. તે આત્માની સાથે જ રહે છે. કર્મના આવરણોને લઈને તે ગુણો દબાઈ જાય છે. આત્મા ઉપરથી કર્મનાં આવરણો દૂર થતાં આ ગુણો પ્રગટ થાય છે. સર્વથા કર્મોનો ક્ષય ન થાય ત્યાંસુધી આ પ્રમાણે આવરણોને લઈને આત્માના ગુણોનું ગૌણપણું અને આવરણો દૂર થવાથી આત્માના ગુણોનું પ્રગટ થવાપણું થયા જ કરે છે છતાં તે ગુણો નિરંતર આત્માની સાથે જ રહે છે જ્ઞાનાદિ ગુણો બહારના કોઈ પણ સ્થળેથી આવતા નથી. જે આત્મામાં ન હોય તે બહારથી આવે એ સંભવે જ નહિ. આત્માની અનંત શક્તિઓ આત્માની જ છે, આત્મામાં જ રહેલી છે. આવરણો દૂર થતાં સત્તામાં દબાઈ રહેલી શક્તિઓ પ્રગટ થાય છે. આ ગુણ કહેવાય છે આત્માને અને આ ગુણોને સમવાય–તદ્રૂપ સબંધ છે–અભેદ સંબંધ છે

પર્યાયો અનુક્રમે થાય છે અને તે બદલાયા કરે છે. ઉપયોગ વારંવાર બદલાય છે તે આત્માના પર્યાય કહેવાય છે. આત્માનો ધર્મ જાણવાનો અને જોવાનો છે. જ્યારે

જાણવાનો ઉપયોગ હોય ત્યારે જોવાનો ઉપયોગ હોતો નથી અને જ્યારે જોવાનો ઉપયોગ હોય ત્યારે જાણવાનો ઉપયોગ મુખ્ય રૂપે હોતો નથી. બન્નેની સત્તા ગત શક્તિ તો સાથે જ હોય છે. જ્ઞાનમાં ઉપયોગ હોય તે બદલાય ત્યારે દર્શનમાં ઉપયોગ હોય છે, દર્શનનો ઉપયોગ બદલાય ત્યારે જ્ઞાનમાં ઉપયોગ હોય છે આમ જોવા અને જાણવામાં ઉપયોગ અનેક આકારો ધારણ કરે છે અને મૂકે છે. આમ ઉપયોગનું વારંવાર બદલાવાનું થાય છે તે પર્યાય છે.

આ પર્યાયોની અપેક્ષાએ આત્મા અનિત્ય છે. પર્યાયો બદલાવા છતાં દરેક પર્યાયમાં આત્માની જ સત્તા-હૈયાતી છે તે મૂળ દ્રવ્યની અપેક્ષાએ આત્મા નિત્ય છે.

એક સોનાની માળા ભાંગીને તેનું કડું બનાવ્યું, આ માળા ભાંગી કડું બન્યું, માળાનો નાશ થયો, કડું ઉત્પન્ન થયું, છતાં સોનું બન્ને સ્થાને કાયમ છે. આ સોનાના પર્યાયો બદલાયા અને સોનું કાયમ રહ્યું તેમ આત્માના અમુક ઉપયોગરૂપે એક પર્યાયનો નાશ થાય છે; બીજા ઉપયોગપણે ઉત્પત્તિ થાય છે, છતાં બન્ને પ્રસંગમાં આત્માનું હોવાપણું બન્યું રહે છે. આ પ્રમાણે દ્રવ્યની અપેક્ષાએ આત્માનું અમરપણું અને પર્યાયની અપેક્ષાએ વિનાશીપણું બને છે, પણ આત્માનો નાશ થતો નથી.

## પાઠ ત્રીજાના સારાંશ પ્રશ્નો

આત્માની ઉત્પત્તિ થતી નથી. ૧. નાશ થતો નથી ૨

આત્માના ગુણો આત્મા સાથે હોય છે. ૩ આત્માના પર્યાયો અનુક્રમે થાય છે ૪. આત્માની અમરતા. દ્રવ્યની અપેક્ષાએ છે. ૫. પર્યાયોની અપેક્ષાએ અનિત્યતા છે. ૬. શિક્ષકે આ પ્રશ્નોનું વિવેચન કરીને સમજાવવું.

---

# પાઠ ૪ થો

---

## પહેલું કર્મ કે આત્મા ?

પહેલું કર્મ હશે કે પહેલો જીવ હશે ? આ શંકા ઘણા જીવોને થાય છે જો પહેલો જીવ હતો એમ માનીએ તો શુદ્ધ જીવને કર્મ શા કારણથી વળગ્યા ? આત્માને પ્રવૃત્તિ કરવાનું શું કારણ મળ્યું, કે તેનાથી કર્મ ઉત્પન્ન થઇને તેને વળગ્યાં ? પ્રથમ કર્મ હતાં, એમ માનીએ તો જીવ વિના કર્મ કોણે ઉત્પન્ન કર્યાં કે તે આત્માને વળગ્યાં ? અથવા જીવને કોણે ઉત્પન્ન કર્યો કે તેને કર્મ વળગ્યાં ? તેમજ જડ સ્વભાવવાળાં કર્મ સ્વભાવિક રીતે જીવને કેમ ચોંટી પડે ? વળી કર્મમાં જીવને વળગવાનો જ સ્વભાવ હોય તો શુદ્ધ થયેલા પવિત્રાત્માને પણ તે વળગી પડવાનાં જ. કેમકે કર્મમાં જીવને વળગવાનો સ્વભાવ છે, અને જો તેમ થાય તો અનેક જિંદગીઓ પર્યન્ત મહેનત કરી અનેક પ્રકારનાં તપ, જપ, જ્ઞાન, ધ્યાનાદિ વડે કર્મનો નાશ કરી, આત્માની શુદ્ધિ થવાથી મહેનત બધી નકામી જ થવાની.

આ પ્રમાણે વિચાર કરતાં કોઇ પણ રીતે પ્રથમ આત્માને કે પ્રથમ કર્મને માનવાથી સમાધાન થઈ શકતું નથી.

આ પ્રશ્ન, પ્રથમ ઇંડું કે પ્રથમ કુકડી ? પ્રથમ સ્ત્રી કે પ્રથમ પુરૂષ ? પ્રથમ દિવસ કે રાત્રિ ? આ પ્રશ્નોના જેટલો જ એ પ્રશ્ન ઉકેલવાનો ગહન થઇ પડે છે આ પ્રશ્નોમાં 'પહેલું આ' અને 'પછી આ' એ જેમ કહી શકાતું નથી, તેમ કર્મ પહેલાં કે આત્મા પહેલો એ પણ કહી શકાતું નથી.

મહાન પુરુષો કહે છે કે આ ગહન પ્રશ્નોનો નિર્ણય કરવામાં તમારી જિંદગી ચાલી જશે પણ તમને સંતોષકારક ઉત્તર નહિ જ મળે. છતાં આટલી હકીકત તમારાથી સમજી શકાય તેવી છે કે તમે બંધાયેલા છો તમારૂં ધાર્યું કંઈ થઇ શકતું નથી. અશાંતિ વારંવાર તમને હેરાન કરે છે. આ બાબતોને તમે દૂર કરી શકો તેમ છે. તે માટે મહેનત કરવાથી શાંતિ મળે છે. જો આમ છે તો પહેલું કોણ તે હમણાં તમને ન સમજાય તોપણ તમે જેમ મહેનત કરીને સોનાને માટીથી દૂર કરી શકો છો તેમ તમારા આત્માને આ કર્મ ઉપાધિથી અલગ કરી શકશો. જેમ સોનું માટીની સાથે મળી ગયેલું ખાણમાંથી નીકળે છે, આ સોનું માટીની સાથે ક્યારે મળ્યુ તે સમજી કે કહી શકાતું નથી, છતાં ધમણથી ધમવા આદિ સાધનો મેળવીને તમે સોનાને માટીથી અલગ કરી શકો છો તેમ આત્માને પણ આ કર્મ ઉપાધિથી અલગ કરી શકશો. આ ઉપરથી સમજવાનું એ કે પહેલું કર્મ કે પહેલો આત્મા, એનો નિશ્ચય

તમે અત્યારે ન કરી શકો છતાં આત્માથી કર્મોને તો અલગ કરી શકો તેમ છો. તેને માટે અલગ થવાના ઉપાયો જ્ઞાની પુરૂષોએ પોતાનો અનુભવ કરીને બતાવ્યા છે. તેનો ઉપયોગ કરવો જોઇએ.

આ સ્થળે કર્મોને વિશેષ પોષણ શાથી મળે છે તે, અને કર્મો આત્માથી અલગ શા કારણથી થાય છે, આ બન્ને ઉપાયો જાણવાની જરૂર છે, આ હકીકત આગળ આવશે.

પ્રથમ કર્મ કે આત્મા, આ પ્રશ્નના સંબંધમાં જ્ઞાની પુરુષોનો ઉત્તર એ છે કે તે બન્ને શાશ્વત છે, અનાદિ છે. છતાં તે કર્મમાં એવી યોગ્યતાવાળાં બીજ રહેલાં છે કે અમુક પ્રકારના પ્રયત્નથી તે આત્માથી અલગ થઈ જાય છે. માટે તે ઉપાયો કામે લગાડવાની જરૂર છે.

## પાઠ ચોથાના સારાંશ પ્રશ્નો

પહેલું કર્મ કે પહેલો આત્મા ? ૧ આત્માથી કર્મો અલગ થઈ શકે છે. ૨ પ્રથમ કર્મ કે આત્માના સંબંધમાં જ્ઞાની પુરુષોનો ખુલાસો ? ૩ કર્મમાં આત્માથી દૂર થવાની યોગ્યતા છે ? ૪. ઉપાયથી કર્મ દૂર થાય છે.

# પાઠ ૫ મો

## આત્મા સાથે કર્મના પુદ્ગલોનો સંબંધ

આત્મા પોતાનું ભાન ભૂલી, પોતાના સ્વભાવમાંથી મન વડે, વચન વડે અને શરીર વડે રાગદ્વેષવાળી પ્રવૃત્તિ કરે છે તે વખતે, લોઢું જેમ લોહચુંબક તરફ આકર્ષાય છે તેમ, આ જગત્‌માં સર્વત્ર ભરેલાં પુદ્ગલ પરમાણુઓમાંથી પોતાની લાગણીને લાયકનાં કર્મરૂપ પુદ્ગલો પોતા તરફ આકર્ષે છે અને તીવ્ર કે મંદ લાગણીના પ્રમાણમાં તે પુદ્ગલોનું આત્મપ્રદેશ સાથે જોડાણ કરે છે.

આ રાગદ્વેષવાળી લાગણીઓના ચાર વિભાગો પડે છે એક વિપરીત પ્રવૃત્તિવાળી લાગણી જેને મિથ્યાત્વ કહેવામાં આવે છે તેને લઇને જે વસ્તુ આત્મા નથી, તેમાં આત્માની લાગણી થાય છે. જે વસ્તુ અનિત્ય છે, અસાર છે, તેમાં નિત્યપણાની, સારપણાની લાગણી થાય છે. અપવિત્રમાં પવિત્રતાની લાગણી થાય છે આ મિથ્યાત્વની લાગણી આત્મભાન બહુ જ ભૂલાવે છે અને પુદ્ગલ જે જડ પદાર્થો છે તે દેહાદિમાં સત્યતાની, નિત્યતાની, સારપણાની–ને પવિત્રતાની બુદ્ધિ ધારણ કરાવે છે. સત્ય, નિત્ય, સારભૂત અને પવિત્ર તો આત્મા જ છે તેને બદલે જડ પદાર્થમાં તેવી લાગણી અને પ્રવૃત્તિ થવી તેને મિથ્યાત્વ કહે છે. ૧

પુદ્‌ગલોને આત્મા સાથે સંબંધ જોડનાર બીજી લાગણી અવિરતિ નામની છે. અવિરતિનો ટૂંકો અર્થ ઈચ્છાઓને છૂટી મૂકવી. આત્માની શક્તિ મેળવવાની ઇચ્છાને બદલે પુદ્‌ગલો મેળવવાની ઈચ્છા કરવી, આત્મશક્તિનો ઉપયોગ આત્માના આનંદ માટે ન કરતાં પુદ્‌ગલો મેળવવા અને પુદ્‌ગલોનાં સુખ ભોગવવા માટે કરવો. ઇંદ્રિયોના વિષયોને જ પોષણ મળે તે તરફ આત્મશક્તિના ઉપયોગને વહેવરાવ્યા કરવો તે અવિરતિ તેથી પુદ્‌ગલોનો આત્મા સાથેનો સંબંધ વધારે વધતો જાય છે. ૨

આત્મા સાથે કર્મના પુદ્‌ગલોનો સંબંધ વધારનાર ત્રીજી લાગણી કષાયોની છે, ઇંદ્રિયોને પોષણ આપવા–વિષયો મેળવવા માટે ક્રોધનો, માનનો, માયાનો, અને લોભનો ઉપયોગ કરવામાં આવે છે. આ ચારને કષાય કહે છે. કોઇ પ્રસંગે આ વિષયો મેળવવા માટે, કોઇ વખતે તેનું રક્ષણ કરવા માટે, અથવા પોતાના કે પરના સંબંધમાં આ જડ પુદ્‌ગલોનો ઉપયોગ કરનારા પ્રસંગમાં આ ચાર કષાયોમાંથી કોઈ પણ કષાયવાળી લાગણીની મુખ્યતા હોય છે. આ કષાયવાળી લાગણીઓ પુદ્‌ગલોનો આત્મા સાથે સંબંધ વિશેષ દૃઢ કરાવે છે અને ટકાવી રાખે છે. ૩

ચોથી લાગણી કર્મ પુદ્‌ગલોનો સંબંધ જોડનારી મન, વચન, શરીરની પ્રવૃત્તિની છે, તે લાગણી રાગ ઉત્પન્ન કરાવીને કે દ્વેષ કરાવીને, પોતાને માટે કે પરને માટે પણ તે ત્રણ

મનાદિની પ્રવૃત્તિ પુદ્ગલોનો સંચય કરાવે છે. તે પુદ્ગલો શુભ પણ હોય અને અશુભ પણ હોય છતાં બન્ને બંધન રૂપ તો છે જ.

આ ચાર પ્રયત્નોમાં મિથ્યાત્વની લાગણી સર્વ કરતાં પુદ્ગલોનો આત્મા સાથે વિશેષ સંબંધ કરાવે છે અને ટકાવી પણ રાખે છે. ખરી રીતે તપાસો તો માલૂમ પડશે કે જેમ ઝાડને ટકાવી રાખનાર અને પોષણ આપનાર તેનાં મૂળ છે, તેમ આ કર્મોને ટકાવી રાખનાર અને પોષણ આપનાર આ મિથ્યાત્વની લાગણી છે. મિથ્યાત્વની લાગણી ન હોય તો અવિરતિ–ઇચ્છાની લાગણી તેથી ઓછો કર્મ-સંગ્રહ કરાવે છે. મિથ્યાત્વ અને અવિરતિ તે બંને લાગણી ન હોય તો કષાયની લાગણી તેથી પણ ઓછો સંગ્રહ કરાવે છે. અને ઉપરની ત્રણે લાગણી ન હોય તે પ્રસંગે મનાદિ ત્રણની લાગણી ઘણો જ થોડો કર્મબંધ કરાવે છે. આ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે આત્મભાન ભૂલવું તે મિથ્યાત્વ, ઇચ્છાઓને કાબૂમાં રાખવાનો નિયમ ન કરવો તે અવિરતિ, રાગદ્વેષવાળી પ્રવૃત્તિ તે કષાય, અને મન, વચન, શરીરની સામાન્ય પ્રવૃત્તિ તે યોગ. કોઇ વખતે એક, કોઈ વખતે બે, કોઇ વખતે ત્રણ અને કોઈ પ્રસંગે ચાર જાતની લાગણીઓ એકસાથે હોય છે.

આ ચાર કારણો વડે ગ્રહણ કરાયેલાં કર્મ પુદ્ગલોનો આત્માની સાથે સંબંધ થાય છે. સંબંધ તે તે કારણો વડે

વૃદ્ધિ પામે છે અને નિમિત્તની પ્રબળતાથી લાંબા વખત સુધી ટકી રહે છે.

### પાંચમા પાઠના પ્રશ્નો

કર્મોનું આકર્ષણ શાથી થાય ? ૧. મિથ્યાત્વ એટલે શું ? ૨. અવિરતિ એટલે શું ? ૩. કષાય એટલે શું ? ૪. યોગ એટલે શું ? ૫. કર્મો ઓછાં શાથી ગ્રહણ કરાય ? ૬ કર્મો શા કારણથી ટકી રહે ?

---

## પાઠ ૬ઠ્ઠો

---

### ક્રિયા વડે કરાય તે કર્મ

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મનાદિયોગનાં નિમિત્તને પામીને જીવ વડે જે ક્રિયા કરાય તે કર્મ કહેવાય છે. તે કર્મ આઠ ભાગમાં વહેંચાય છે. જ્ઞાનાવરણીય ૧. દર્શનાવરણીય ૨. વેદનીન ૩. મોહનીય ૪. આયુષ્ય ૫. નામ ૬. ગોત્ર ૭. અંતરાય ૮. આ આઠ કર્મો છે. તેના પેટા ભેદો એકસો અઠ્ઠાવન છે. આત્મા અજ્ઞાન દશામાં આ આઠ કર્મ બાંધે છે.

આત્માની જ્ઞાન શક્તિને જે દબાવી દે તે જ્ઞાનાવરણીય કર્મ ૧. આત્માની દર્શન શક્તિ–જોવાની શક્તિ—ને જે દબાવે તે દર્શનાવરણીય. ૨. આત્માની અવ્યાબાધ–કોઈ

પ્રકારે કોઈથી બાધા, પીડા ન થાય તે શક્તિને ઢાંકી દે તે વેદનીય કર્મ. ૩. આત્માના અનંત આનંદને આવરે તે મોહનીય કર્મ. ૪. આત્માની એક સ્વરૂપમાં રહેવા રૂપ અક્ષય અનંત સ્થિતિને આવરણ કરે તે આયુષ્ય કર્મ. ૫. આત્માના અરૂપિ ગુણને ઢાંકે તે નામ કર્મ. ૬. અગુરુ લઘુ (હળવો નહિ અને ભારે પણ નહિ) રૂપ આત્માની સ્વભાવ સિદ્ધ સ્થિતિને આવરે તે ગોત્ર કર્મ. ૭. આત્માની અનંત બળ શક્તિને દબાવે તે અંતરાય કર્મ. ૮. આ પ્રમાણે આઠ કર્મના સ્વભાવ છે. સુખદુઃખાદિ વિવિધ પ્રકારની સારી ખોટી શક્તિઓનો આ કર્મોની અંદર સમાવેશ થાય છે.

ઉપર બતાવેલાં નિમિત્તોની મદદથી આત્મા જુદી જુદી પ્રવૃત્તિ કરીને જુદાં જુદાં કર્મોનાં આવરણો ઉત્પન્ન કરે છે. જેમ કે જ્ઞાનવાળા કે દર્શનવાળા જીવોને જ્ઞાન દર્શન પ્રગટ થવાનાં કારણોમાં વિઘ્ન કરવાથી, તેની નિંદા કરવાથી, આશાતના કરવાથી, તેમનો ઘાત કરવાથી કે તેઓના ઉપર દ્વેષ કે મત્સર કરવાથી આત્મા જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીય કર્મ બાંધે છે ૧-૨.

દેવની પૂજા કરવાથી, ગુરુની સેવા કરવાથી, દયા રાખવાથી, ક્ષમા કરવાથી, ગૃહસ્થધર્મના અણુવ્રતો પાળવાથી, રાગભાવે મહાવ્રતો આદરવાથી, ધર્મને અર્થે કષ્ટ સહન કરવાથી, આત્મજાગૃતિ વિના ઓઘ સંજ્ઞાએ ધર્મ માર્ગે ચાલવારૂપ અકામનિર્જરા કરવાથી આત્મા સાતાવેદનીય (સુખ પ્રાપ્ત કરાવનાર) કર્મ બાંધે છે. ૩.

અન્ય જીવોને દુઃખી કરવાથી જીવોનો વધ કરવાથી; જીવોને રોવરાવવાથી, રીબાવવાથી, સંતાપ દેવાથી, શોકમાં નાખવાથી, તથા પોતે પણ ઇષ્ટ વસ્તુના વિયોગને લઈને ઝુરવાથી, શોક કરવાથી, આક્રંદ કરવાથી ઇત્યાદિ કારણોથી આત્મા દુઃખ આપનાર અસાતા વેદનીય કર્મ બાંધે છે. ૩.

જ્ઞાની મનુષ્યના, જ્ઞાનના, સંઘના, ધર્મના અને દેવોના અવર્ણવાદ બોલવાથી, ધર્મી મનુષ્યોને દૂષણ આપવાથી, અસત્ય માર્ગનો પ્રચાર કરવાથી, ગુર્વાદિનું અપમાન કરવાથી, તિવ્ર મિથ્યાત્વના પરિણામથી અને અનર્થનો આગ્રહ કરવાથી આત્મા દર્શન મોહનીય કર્મ બાંધે છે. ૪.

ક્રોધ, માન, માયા—કપટ અને લોભના તીવ્ર ઉદયને આધિન થવાથી કામ વિકારને ઉશ્કેરે—ઉત્તેજિત કરે તેવી ચેષ્ટાઓ કરવાથી, હાંસી-મશ્કરી કરવાથી, બીજાના સુખનો નાશ કરવાથી, ખોટાં કાર્યોમાં બીજાને ઉત્સાહિત કરવાથી, પોતાના સ્વાર્થને ખાતર બીજાના મનને વશ કરવાથી, અન્યને ભય આપવાથી, શોક કે રૂદન કરવાથી, બીજાને ડરાવવાથી, કોઈ વસ્તુને દેખી તેની દુર્ગંછા કરવાથી, આત્મા હાસ્ય, રતિ, અરતિ, ભય શોક અને દુર્ગંછા રૂપ છ પ્રકારની મોહનીય કર્મની પ્રકૃતિ બાંધે છે. ૪

વિષય ભોગમાં બહુ આસક્તિ રાખવાથી, ઈર્ષ્યાળુ સ્વભાવથી, જુઠું બોલવાથી, બહુ જ માયાવી-કપટી સ્વભાવથી, અર્થાત્ કપટ કરવાથી, અને પરસ્ત્રી લંપટતાથી આત્મા, સ્ત્રીનો જન્મ મળે તેવા સ્ત્રીવેદ કર્મનો બંધ કરે છે ૪.

પોતાની સ્ત્રીમાં સંતોષિત રહેવાથી, કોઇની ઇર્ષ્યા ન કરવાથી, ક્રોધ, માન, માયા, લોભ ઘણુ જ મંદ-થોડા કરવાથી, સરલ સ્વભાવી થવાથી, અને બ્રહ્મચર્ય પાળવાથી ઈત્યાદિ કારણોથી આત્મા, પુરુષપણે ઉત્પન્ન થવાય તેવું પુરુષવેદ-કર્મ બાંધે છે ૪.

સ્ત્રી-પુરુષ સંબંધી અનંગ-કામ સેવા કરવાથી તીવ્ર વિષયની અભિલાષા રાખવાથી, ક્રોધાદિ કષાયની પ્રબળ પરિણતિ કરવાથી, અને બળાત્કારે સતી સ્ત્રી પુરુષોનાં શીયળ ખંડન કરવાથી નપુંસકપણે ઉત્પન્ન થાય તેવું નપુંસકવેદ નામનું કર્મ આત્મા બાંધે છે.

સાધુ-પુરુષોની નિંદા કરવાથી, ધર્મપરાયણ જીવોને ધર્મમાં વિઘ્ન કરવાથી, મદીરા, માંસ આદિનો ત્યાગ કરનાર જીવોની આગળ તે તે વસ્તુના ગુણોનું સારૂં વર્ણન કરી તેનાં ત્યાગના પરિણામ તોડી પાડવાથી કે પડાવવાથી સત્ ચારિત્રના માર્ગને દૂષિત કરવાથી, અથવા કહેવાથી, સંસાર અવસ્થાના ગુણોનું વર્ણન કરવાથી અને શાંત થયેલા કષાયને ઉદીરણા-પ્રેરણા કરીને જાગૃત કરવાથી આત્મા ચારિત્રમોહનીય કર્મ બાંધે છે. ૪.

## છઠ્ઠા પાઠનો સાર

કર્મનો અર્થ શું ? ૧ આઠ કર્મોનાં નામો. ૨ કયું કર્મ આત્માની કઈ શક્તિને દબાવે છે ? ૩ જ્ઞાનાવરણીય કર્મ શાથી બંધાય ? ૪ દર્શનાવરણીય કર્મ શાથી બંધાય ?

૫ વેદનીય કર્મ શાથી બંધાય ? ૬ સમકિતમોહનીય કર્મ શાથી બંધાય ? ૭ ચારિત્રમોહનીય કર્મ શાથી બંધાય ? ૮.

---

# પાઠ ૭ મો

## ક્રિયા વડે કરાય તે કર્મ

મનુષ્ય અને પશુ આદિનો નાશ કરવાથી, અનેક જીવોને સંહાર થાય તેવાં શસ્ત્રો આદિ ઉત્પન્ન કરવાથી, તેવાં કાર્યનો આરંભ કરવાથી, હદ ઉપરાંત પરિગ્રહ મેળવવાથી નિર્દયતા વાપરવાથી, માંસ ભક્ષણ કરવાથી, વેરવિરોધ વધારવાથી રૌદ્ર-ભયંકર પરિણામવાળી લાગણીઓ મનમાં ઉત્પન્ન કરવાથી મરે ત્યાં સુધી પણ ક્રોધાદિ કષાયો ટકાવી રાખે પણ સમાધાન ન કરે તેવા પરિણામ રાખવાથી, જીવોનો સંહાર થાય તેટલું પ્રબળ અસત્ય બોલવાથી, પરદ્રવ્ય અપહરણ કરવાથી, વારંવાર વિષય સેવનથી અને ઇંદ્રિયોને આધિન જીવન જીવવાથી આત્મા નરકનું આયુષ્ય બાંધે છે. ૫.

સત્યાસત્યનો વિચાર ન કરવા રૂપ મનની મૂઢતાથી, પોતાને અને બીજાને પીડા ઉત્પન્ન કરે તેવા આર્ત્તધ્યાનની મુખ્યતાવાળા વર્તનથી, કરેલાં પાપને છુપાવવાથી, અસત્ય માર્ગનો ઉપદેશ આપવાથી, ધર્મમાર્ગનો નાશ કરવાથી, છળ, પ્રપંચ કરવાથી, આરંભ પરિગ્રહ વધારવાથી ઈત્યાદિ કારણે આત્મા તિર્યંચનું-પશુઆદિનું આયુષ્ય બાંધે છે. ૫.

જરૂરિયાત જેટલો થોડો આરંભ કરવાથી, થોડો

પરિગ્રહ રાખવાથી, નમ્રતા રાખવાથી, સરલતા ધારવાથી, ધર્મધ્યાનમાં પ્રીતિ વધારવાથી, મધ્યસ્થ પરિણામ રાખવાથી, ઉપકાર બુદ્ધિ એ થોડામાંથી થોડું જરૂરિયાતવાળાને આપવાથી, દેવ અને ગુરુનું પૂજન કરવાથી, સત્ પુરુષોનું સન્માન કરવાથી, પ્રિય અને સત્ય બોલવાથી, નિર્મળ બુદ્ધિ રાખવાથી અને બધાં કામોમાં મધ્યસ્થપણે રહેવાથી, ઇત્યાદિ કારણે આત્મા મનુષ્યપણે ઉત્પન્ન થાય તેવું આયુષ્ય બાંધે છે.

રાગવાળું ચારિત્ર પાળવાથી, ત્યાગ માર્ગ લેવાથી ગૃહસ્થ ધર્મનાં વ્રતો પાળવાથી, આત્મિકજાગૃતિ વિના પણ પૂર્વના કર્મ ઓછા થાય તેવી પ્રવૃત્તિ કરવાથી, જ્ઞાની પુરુષોની સોબતથી, ધર્મ સાંભળવાથી, સત્પાત્રોને દાન દેવાથી, તપ કરવાથી અજ્ઞાન તપ કરવાથી સારાં પરિણામપૂર્વક મરણ થવાથી ઇત્યાદિ કારણે આત્મા દેવગતિને લાયક દેવનું આયુષ્ય બાંધે છે ૫.

અન્યની નિંદા કરવાથી, પોતાની પ્રશંસા કરવાથી, હિંસા કરવાથી, જુઠું બોલવાથી, ચોરી કરવાથી, વિષય સેવવાથી, આરંભ વધારવાથી, પરિગ્રહ રાખવાથી, કઠોર વચન બોલવાથી, વાચાળતાએ કરી વિના પ્રયોજને બોલ બોલ કરવાથી, આક્રોશ કરવાથી, બીજાના સૌભાગ્યનો નાશ કરવાથી, કામણ ટુમણ કરવાથી, કુતુહળી સ્વભાવથી, લાય સૂકવાથી, ઠગાઈ કરવાથી, મિથ્યાત્વ વધારવાથી, ચિત્તની ચપળતાથી, જુઠી સાક્ષી ભરવાથી, દેવાદિકને બહાને પોતાનો નિર્વાહ કરવાથી, મંદિર, ધર્મશાળા, ઉપાશ્રય,

આરામ, પ્રતિમા, એ આદિનો વિનાશ કરવાથી; અંગારા પાડવા ઇત્યાદિ કર્મોથી આત્મા અશુભ નામ કર્મ બાંધે છે. તે કર્મના ફળ તરીકે વિના પ્રયોજને નિંદાય છે. ૬.

સરલ સ્વભાવ રાખવાથી, સમ્યક્ દર્શન ધારવાથી ગુણાનુરાગ વધારવાથી, મનની ચપળતા ઓછી કરવાથી સત્યના પક્ષમાં રહેવાથી, નીતિપૂર્વક જીવનનિર્વાહ કરવાથી, અહિંસા પાળવાથી, સત્ય બોલવાથી, ચોરીનો ત્યાગ કરવાથી, શીયળ પાળવાથી, સંતોષી થવાથી, થેડું બોલવાથી, દુઃખી જીવોને મદદ કરવાથી, સુખી જીવોને દેખી ખુશી થવાથી, અલ્પ કષાય કરવાથી, ધર્મનાં સ્થાનોનો ઉદ્ધાર કરવાથી, સંસારથી વિરક્ત રહેવાથી, પ્રમાદ ન કરવાથી, ક્ષમા રાખવાથી એને ધર્મી મનુષ્યોનું સ્વાગત કરવાથી ઇત્યાદિ કારણે આત્મા શુભ નામ કર્મ બાંધે છે. તે કર્મના ફળ તરીકે લોકોમાં પ્રશંસાદિ મેળવે છે. ૬.

પરની નિંદા કરવાથી, અવજ્ઞા કરવાથી, હાંસી કરવાથી, ગુણ લોપવાથી, જુઠા દોષો કહેવાથી, પોતાની પ્રશંસા કરવાથી, અછતા ગુણ બોલવાથી છતા દોષને ઢાંકવાથી અને જાતિ કુળઆદિનો ગર્વ કરવાથી, આત્મા નીચા કુળમાં ઉત્પન્ન થાય તેવું નીચ ગોત્ર બાંધે છે. ૭.

ગુણીના ગુણોની પ્રશંસા કરવાથી, કર્યા ગુણને જાણવાથી, પોતાના દોષોની નિંદા કરવાથી, જાતિ કુળનું અભિમાન ન કરવાથી, નિરઅભિમાની વર્તન રાખવાથી, મનથી, વચનથી અને શરીરથી જ્ઞાની તથા ગુણીનો વિનય,

કરવાથી, ઉચ્ચ ગોત્રમાં જન્મ પામવા રૂપ ઉચ્ચ ગોત્ર કર્મ બંધાય છે

દાન આપનારને અટકાવવાથી; દાન લેનારને વિઘ્ન કરવાથી, ધર્મકાર્યમાં કે કોઈને મદદ આપવાના કાર્યમાં પ્રયત્ન કરનારને અટકાવવાથી, એકવાર ઉપયોગમાં આવે તે ભોગ, વારંવ ર એક વસ્તુ ઉપયોગમાં આવે તે ઉપભોગ; આ ભોગોપભોગના કાર્યમાં જીવોને અટકાવનાર આત્મા અંતરાય કર્મ બાંધે છે. તેને લઈને, આત્માની અનંતવીર્ય ગુણની શક્તિ દબાઈ જાય છે. ૮.

આત્મા પોતાની શક્તિનો આ પ્રમાણે દુરોઉપયોગ કરીને કર્મ બાંધે છે, અને ચાર ગતિમાં સુખ દુઃખાદિનો અનુભવ કરતો પરિભ્રમણ કરે છે.

## સારાંશ પ્રશ્નો

૧ નરકનું આયુષ્ય શાથી બંધાય ? ૨ તિર્યંચનું આયુષ્ય શાથી બંધાય ? ૩ મનુષ્યનું આયુષ્ય શાથી બંધાય ? ૪ દેવનું આયુષ્ય શાથી બંધાય ? ૫ શુભ નામ કર્મ કયા કારણોથી બંધાય ? ૬ અશુભ નામ કર્મ શાથી બંધાય ? ૭ ઉચ્ચ ગોત્ર શા કારણોથી બંધાય ? ૮ નીચ ગોત્ર શાથી બંધાય ? ૯ અંતરાય કર્મ શાથી બંધાય ?

# પાઠ ૮ મો

## કર્મ બાંધવાની વિધિ

આત્માએ મિથ્યાત્વાદિ હેતુને લઇને જે કર્મના પુદ્‌ગલો એકઠાં કરેલાં છે તેનો બંધ ચાર પ્રકારે થાય છે કર્મનો સ્વભાવ. ૧ કર્મની સ્થિતિ. ૨ કર્મનો રસ. ૩ અને કર્મના પ્રદેશો. ૪ જેને પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ, અને પ્રદેશ કહે છે. દષ્ટાંતથી આ હકીકત વધારે સ્પષ્ટ થશે એક લાડુનુ દષ્ટાંત છે. તેમાં લાડુનો સ્વભાવ લાડુની સ્થિતિ, લાડુનો રસ અને લાડુનાં પરમાણુઓ, આ ચાર બાબતોનો સમાવેશ થાય છે.

જેમ પિત્ત, કફ અને વાતને દૂર કરનાર ત્રણે જાતનાં જુદાં જુદાં દ્રવ્યોથી બનેલો લાડુ પિત્તને દૂર કરનાર દ્રવ્યોથી પિત્તને દૂર કરે છે, કફને દૂર કરનાર દ્રવ્યોથી કફને દૂર કરે છે અને વાયુને દૂર કરનાર દ્રવ્યોથી વાયુને દૂર કરે છે.. આ સ્વભાવ કહેવાય છે. ૧.

આ લાડુ પંદર દિવસ, વીશ દિવસ, કે મહિના સુધી ઋતુના સ્વભાવ પ્રમાણે અને અંદર નાખવામાં આવેલા દ્રવ્યના પ્રમાણમાં બગડતા નથી. તે લાડુની સ્થિતિ કહેવાય છે. ૨

કોઇ લાડુમાં ઘી તથા ગોળ યા સાકર સરખા ભાગે, બમણી કે ચાર ગણી પણ નાખવામાં આવે છે. આ રસ કહેવાય છે. ૩

કોઈ લાડુમાં લોટ વધારે હોય છે, અથવા ઓછો હોય છે આ પ્રદેશ–પરમાણુનો જથ્થો કહેવાય છે. ૪.

આ હકીકત સમજાવી, હવે કર્મ બંધના સંબંધમાં તેનો વિચાર કરીએ. કોઇ કર્મનો સ્વભાવ જ્ઞાનને દબાવવાનો કોઈ કર્મનો સ્વભાવ દર્શનને, કોઇનો ચારિત્રને, કોઈનો આત્માની અનંત શક્તિને, કોઈનો યશ કે અપયશ ફેલાવવાનો, કોઈ કર્મનો દેવાદિ ગતિમાં લઈ જવાનો, કોઈ કર્મનો ઊંચનીચ ગોત્રમાં જન્મ આપવાનો અને કોઈ કર્મનો સ્વભાવ સુખદુઃખ આપવાનો હોય છે. આ સર્વ કર્મનો સ્વભાવ બંધ કહેવાય છે. ૧.

કોઈ કર્મની સ્થિતિ સો વરસની, હજાર વરસની, લાખ વરસની, પલ્યોપમની કે સાગરોપમની હોય છે. ત્યાં સુધી સુખ, દુઃખ, આયુષ્ય, મોહ, અજ્ઞાન આદિ ભોગવે છે, તે કર્મની સ્થિતિ કહેવાય છે. અર્થાત્ તેને સ્થિતિબંધ કહે છે. ૨.

કોઈ કર્મમાં દુઃખ આપવાનો તીવ્ર રસ હોય છે, કોઈ ર્મમાં સુખશાંતિ આપવાનો તીવ્ર રસ હોય છે, કોઈ કર્મમાં મંદ–થોડો રસ સુખદુઃખ આપવાનો હોય છે. તેને લઇને ઘણું કે થોડું સુખદુઃખ આ જીવ ભોગવે છે, તે રસબંધ કહેવાય છે ૩

કોઇ કર્મમાં પરમાણુ ઘણાં હોય અને રસ થોડો હોય, કોઈ કર્મનાં પરમાણુ થોડાં હોય અને રસ ઘણો હોય, આ કારણથી જીવ થોડા વખતમાં ઘણું સુખદુઃખ

ભોગવે છે. કોઈ વખત પુદ્‌ગલ પરમાણુ ઘણાં હોય તો ઘણા વખતમાં થોડું સુખદુઃખ ભોગવે છે. આ કર્મનો પ્રદેશ બંધ કહેવાય છે. ૪

આ હકીકત સમજાવવાનો ઉદ્દેશ એ છે કે જ્યારે આત્મા કોઈ પણ ઇચ્છા તરફ પ્રેરાઇને તીવ્ર કે મંદ રાગ દ્વેષવાળી જેવી જેવી લાગણી કરે છે તેના પ્રમાણમાં તે તે સ્વભાવનાં તેવા તેવા રસવાળાં, તેવી તેવી સ્થિતિવાળાં અને તેટલા પ્રદેશવાળાં કર્મ બાંધે છે. કાર્ય તો એક જ હોય છે, પણ તેમાં લાગણીના–રસના પ્રમાણમાં થોડો કે ઝાઝો કર્મ-બંધ થાય છે. દૃષ્ટાંતમાં જેમ કે લીંબડાનો રસ કડવો છે, પણ તેમાં વધારે પાણી ભેળવવામાં આવે તો કડવાશ ઓછી રહે છે. તે જ રસને ઉકાળીને થોડું પાણી રાખવામાં આવે તો કડવાશ વધારે રહે છે. આ દૃષ્ટાંતને કોઈપણ ખરાબ કામમાં પ્રવૃત્તિ કરતાં આપણી તીવ્ર કે મંદ ઉત્સાહ ભરી કે પશ્ચાત્તાપવાળી લાગણી હોય તેના પ્રમાણમાં કર્મનો બંધ પડે છે, અને તેનો ઉદય તેવા ભાવે પ્રગટ થાય છે. કોઈ કોઈ વખત આપણે કેટલાક મનુષ્યોને રોગથી હેરાન થતાં, બહુ જ રીબાતાં, કંગાલ હાલતમાં, કોઇની મદદ વિના ટળવળતાં જોઇએ છીએ, અને રીબાઇને લાંબે કાળે મરણ પામે છે. આ સર્વ તીવ્ર ખરાબ કર્મ વિપાકનાં ફળો છે. કેટલાંક મનુષ્યો સહેજમાજ માંદગી ભોગવીને અથવા થોડું નિમિત્ત મળતાં મરણ પામે છે. આ મનુષ્યનાં અશુભ કર્મ વિપાકો તીવ્ર નથી એમ આપણે તેના ચાલુ જીવન ઉપરથી સમજી શકીએ છીએ.

પુન્ય પ્રકૃતિના દૃષ્ટાંતમાં શેરડીનો રસ મીઠો હોય છે. છતાં તેમાં પાણી નાખવાથી તેની મીઠાશ ઓછી થાય છે, તે જ રસને ખૂબ ઉકાળીને થોડો રસ રાખવામાં આવે છે, તો તેમાં મીઠાશ વિશેષ રહે છે. આજ દૃષ્ટાંત પુન્ય પ્રકૃતિથી ઉત્પન્ન થતા સુખના સંબંધમાં બરોબર લાગુ પડે છે, કેટલાંક મનુષ્યો શરીરે નિરોગી હોય છે, આયુષ્ય લાંબું હોય છે. ધન, ધાન્ય, લાજ, આબરૂ, માન, અધિકાર વિશેષ હોય છે પુત્ર, પુત્રી, સ્ત્રી, કુટુંબ સારાં અને મદદગાર હોય છે બુદ્ધિ, વિવેક આદિ પૂર્ણ હોય છે. ધાર્મિક અને પરોપકારી જીવન ગુજારે છે; દુઃખ જિંદગીમાં અનુભવ્યું હોતું નથી. આ સર્વ પુન્ય પ્રકૃતિવાળા તીવ્ર સ્વભાવના મીઠાં ફળો છે. કેટલાક જીવો સામાન્ય સુખી હોય છે. આ પુન્ય બંધનો મંદ વિપાક છે.

આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે શુભ કે અશુભ કાર્યમાં તીવ્ર કે મંદ પરિણામ હોય છે કે તેવો જ તીવ્ર કે મંદ શુભ શુભ કર્મનો બંધ બંધાય છે અને તેવી જ લાગણીએ ભોગવવી પડે છે

આ સ્થળે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે ક્રોધાદિક કષાયની અધિકતાથી કર્મનો રસબંધ અને સ્થિતિ બંધ થાય છે અને મન, વચન કાયાના યોગથી પ્રવૃત્તિથી, કર્મને પ્રદેશ બંધ, અને પ્રકૃતિબંધ થાય છે

દુનિયામાં રાજા, રંક, સુખી, દુઃખી, બુદ્ધિશાળી, નિર્બુદ્ધિ, રોગી, નિરોગી, પૂજ્ય, તિરસ્કારપાત્ર, ઇત્યાદિ

વિવિધતાઓ દેખાય છે, તે સર્વ જાણતાં કે અજાણતાં બાંધેલા શુભાશુભ કર્મ પ્રકૃતિનું જ પરિણામ છે. એમ સમજીને મનુષ્યે આત્મભાનમાં જાગૃતિ મેળવીને પોતાનું હિત થાય તેવી પ્રવૃત્તિ કરવી ભવિષ્યમાં ગતિ કેવી મેળવવી તે તમારા અત્યારના ચાલુ પુરુષાર્થ ઉપર આધાર રાખે છે. તમારી ભવિષ્યની જિંદગીના ઉત્પાદક તમે જ છો. તમે જેવા થવા ધારશો અને જેવો પ્રયત્ન કરશો તેવા થશો.

### સારાંશ વાળા પ્રશ્નો

કર્મનો સ્વભાવ. ૧ કર્મની સ્થિતિ. ૨ કર્મનો રસ. ૩ કર્મના પરમાણું. ૪ તીવ્ર રસવાળી લાગણીઓ, ૫ મંદ રસવાળી લાગણીઓ. ૬ કષાયથી બંધ કોનો થાય ? ૭ મનાદિયોગથી બંધ કોનો થાય ? ૮ વિવિધતાનું કારણ ? ૯ ભવિષ્યની ગતિનો આધાર ? ૧૦

## પાઠ ૯ મો

---

### વિચારશકિત અને તેનું પરાવર્તન

આત્માની વારંવાર પરિણમન પામતી શક્તિને વિચાર અથવા પરિણામ કહેવામાં આવે છે. આત્મા પોતાની સ્વરૂપ સ્થિરતા મૂકીને નીચે આવ્યાથી રાગદ્વેષમાં મળતાં પરિણામોપણે પરિણમે છે. આ આત્માની એક શક્તિ છે.

પણ રાગદ્વેષ સાથે જોડાવાથી તે અશુદ્ધ શક્તિ કહેવાય છે. આ શક્તિ પ્રથમ મનમાં, વચનમાં અને છેવટે શરીરમાં ઇંદ્રિયો દ્વારા પ્રગટ થાય છે.

આ વિચારશક્તિ ચાર ભાગમાં વહેંચાય છે. અશુદ્ધ વિચાર. ૧ અશુભ વિચાર, ૨ શુભવિચાર, ૩ શુદ્ધવિચાર ૪ બીજા શબ્દોમાં કહીએ તો રૌદ્ર, આર્ત, ધર્મ અને શુકલ. આ ચાર પ્રકારના વિચ રોનું પરાવર્તન થઈ શકે છે. જો પરાવર્તન કરતાં આવડે તો આ અધમશક્તિ ઉચ્ચ સ્વરૂપમાં ફેરવાઈ જઈ ને આત્માની મહાન શક્તિઓ પ્રગટ કરે છે અને આત્મા પરમ શાંતિમાં મગ્ન રહે છે પ્રથમ ચાર પ્રકારના પરિણામો બતાવીને પછી તેને ઉચ્ચ ભૂમિ તરફ કેમ પલટાવવાં તે કહીશું.

ક્રૂરતા ભરેલા, કઠોરતાવાળા, નિષ્ઠુરતા અને નિર્દયતાવાળા, જીવોનો ઘાત કરવાના, કરાવવાના, રીબાવીને મારવાના, મારીને રાજી થવાના વિચારો, અશુદ્ધ વિચારો છે. હિંસાને પોષણ મળે તેવાં શાસ્ત્રો બનાવવાના, જીવોનો નાશ થાય તેવું અસત્ય બોલવાના, ચોરી કરવાના, દેશ, જાગીર, જમીન, સ્ત્રી, જાનવર, લક્ષ્મી આદિ લૂંટી કે પડાવી લેવાના વિચારો અશુદ્ધ પરિણામ ઉત્પન્ન કરનારાં છે. ધનાદિના રક્ષણ નિમિત્તે જીવોનો નાશ કરવાના વિચારો કરવા તથા તીવ્ર ક્રોધના પરિણામ, પ્રબળ લોભના અને મહત્ત્વની હાનિના બચાવ અર્થે જીવોનો સંહાર કરવાના વિચારો આ સર્વ અશુદ્ધ પરિણામો છે ૧.

પાંચ ઇંદ્રિયોના શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ આદિ વિષયોને મેળવવા નિમિત્તે, જે જે વિચારો ઉત્પન્ન થાય છે, તે અશુભ પરિણામ છે. વ્હાલા મનુષ્યોના વિયોગથી, અનિષ્ટ વસ્તુના સંયોગથી, રોગની ઉત્પત્તિથી અને ઇચ્છિત વસ્તુ મેળવવાના ઇરાદાથી જે જે વિકલ્પો કરવામાં આવે છે, તે બધા અશુભ વિચારો અથવા આત્માના અશુભ પરિણામો છે. ૨

ધર્મનિમિત્તે, પરમાર્થ માટે, અન્યને સુખી કરવા અર્થે પરોપકારી જીવન ગુજારવા માટે જે જે વિચારો કરવામાં આવે છે તે સર્વે શુભ પરિણામ ઉત્પન્ન કરનારા છે. ૩

આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતન કરવાના, આત્મ સ્વરૂપમાં સ્થિરતા થાય તેવાં ધ્યાન સમાધિના પ્રયત્નવાળા, સ્વરૂપ સન્મુખ થવામાં મદદગાર જે જે વિચારો કરવામાં આવે છે, તે શુદ્ધ પરિણામ છે. ૪

અશુદ્ધ વિચારથી નરકગતિની પ્રાપ્તિ થાય છે. અશુભ વિચારોથી તિર્યંચની ગતિ મળે છે. શુભ વિચારથી મનુષ્યની તથા દેવની ગતિ થાય છે અને શુદ્ધ વિચારોથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

આ પરિણામની શક્તિને તેનાથી ઉચ્ચ વિચારોમાં બદલાવી શકાય છે. તેમજ નીચેની હલકી સ્થિતિમાં પણ પલટી શકાય છે. હલકી સ્થિતિમાં વિચારોને લાવી મૂકવા

તે કામ સહેલું અને લાંબા કાળના અભ્યાસને લીધે કોઈના શીખવાડ્યા વિના આવડે તેવું છે. સારા વિચારો કરવા માટે જરા પુરુષાર્થ–મહેનત કરવાની જરૂર રહે છે, પણ ટેવ પડ્યા પછી તેને માટે પણ વિશેષ મહેનત કરવી પડતી નથી.

આપણને ટાઢ વાતી હોય તો આપણે ગરમી ઉત્પન્ન કરીએ તેથી ટાઢના પરમાણુ ગરમીના રૂપમાં બદલાઈ જાય છે. તાપ લાગતો હોય તો શીતળ પરમાણુ ઉત્પન્ન કરતાં તાપનાં પરમાણુ શીતળતામાં બદલાય છે અંધારું વિશેષ હોય તો આપણે દીવા આદિનો પ્રકાશ કરીએ છીએ, તેથી અંધારાના પુદ્ગલો પ્રકાશના રૂપમાં બદલાય છે આવી જ રીતે જ્યારે આપણા મનમાં અશુદ્ધ કે અશુભ વિચારવાળા પરિણામો ઉત્પન્ન થતા હોય ત્યારે આપણે શુદ્ધ કે શુભ પરિણામવાળા વિચારો તેને ઠેકાણે લાવી મૂકવા એટલે કે અશુદ્ધ કે અશુભ પરિણામ શુદ્ધ કે શુભના રૂપમાં પલટાઈ જશે. અંધારાને દૂર કરવા માટે પ્રકાશ લાવવાની જેટલી મહેનત છે તેથી પણ ઓછી મહેનત વિચારોને પલટાવવામાં છે, કેમકે પ્રકાશ તો બહારથી લાવવો પડે છે આ તો તે સ્થાને તરત જ બીજા વિચારો લાવી મૂકાય છે. વિચારો બદલાવ્યા કે તરત જ તે વિચારોનો પ્રવાહ શરૂ થાય છે. ફક્ત 'અશુદ્ધ કે અશુભ વિચાર છે' એટલી પોતાને જાગૃતિ જોઈએ. કેટલીક વખત જાગૃતિ સિવાય પણ નિમિત્ત મળતાં આપણા વિચારો

આપણે બદલાવી નાખીએ છીએ, અને આપણુને ભાન પણ નથી હોતું કે મારા વિચારો બદલાઇ ગયા છે, તેમ પણ બને છે.

દૃષ્ટાંત તરીકે નાટયશાળામાં ઘણા માણસો બેઠા છે અને નાટક જોવામાં લીન થયા છે અત્યારે નાટક જોવામાં કે તે સંબધના વિચારો સિવાય કોઇ વિચાર નથી. તે પ્રસગે અકસ્માત ત્યાં આગ લાગી કે તે જ વખતે ભાગાભાગ અને નાશાનાશ થઇ રહે છે. બૂમો પર બૂમો પડાય છે. પાણી લાવો, પાણી લા'વોના પોકારો થાય છે બસ થઈ રહ્યું. પ્રથમના વિચારોમાંથી આ વખતે એક પણ વિચાર રહેતો નથી. હવે વિચારો પણ તે આગના, વાતો પણ તેની. આ સ્થળે જેમ જોવાના આનંદ કરતાં પણ જીવ બચાવવાનો આનદ બળવાન હોવાથી જીવ બચાવવાના વિચારે જોવાના વિચારોને ઉલટાવી નાખ્યા. તેમ અશુદ્ધ કે અશુભ વિચારના સુખ કરતાં શુદ્ધ કે શુભ વિચારનો આનદ આપણને વિશેષ સમજાય તો આપણે ઘણા થોડા જ વખતમાં ઘણી થોડી મહેનતે આપણા વિચારોને બદલાવી શકીએ.

આ સિવાય કોઈ મહાત્મા પુરુષની સોબતમાં આપણે હોઇએ અથવા ધર્મની વાર્તા થતી હોય અથવા સ્મશાનમાં કોઈ યુવાન રાજકુમારના શરીરને અગ્નિદાહ થતો હોય, તે પ્રસંગે આપણા વિચારોમાં બહુ જ પરાવર્તન થઈ જાય છે. સંસારની ઉદાસિનતા, પ્રબળ વૈરાગ્ય અને પરમાત્માના માર્ગમાં ચાલવાની ઉત્કટ ઇચ્છા થઈ આવે છે.

આ પ્રબળ નિમિત્તો છે, તેને લઇને પૂર્વના વિચારો બદલાય છે.

આવી રીતે જ્યારે જ્યારે કામ ક્રોધ, લોભ, માન, રાગ, દ્વેષ આદિના વિચારો મનમાં આવે તે વખતે તેથી વિરુદ્ધ પ્રકૃતિવાળા, બ્રહ્મચારી, ક્ષમાવાન, સંતોષી, નમ્ર સ્વભાવના, વૈરાગ્યવાન અને પ્રેમાળ સ્વભાવના ગુણવાળા, શાન્ત જીવન ગુજારનારા મહાન પુરુષોના જીવનનો વિચાર કરીએ, અશુદ્ધ કે અશુભ વિચારવાળા મનુષ્યોને જે કડવાં ફળોનો અનુભવ થયો હોય તેનો વિચાર કરીએ અથવા આવી પ્રવૃત્તિના ત્યાગ કરનારને મળેલાં ઉત્તમ ફળનો વિચાર કરીએ તો અવશ્ય આપણી નીચ વૃત્તિઓ બદલાયા સિવાય નહિ જ રહે

આ ઉપરથી સમજવાનું એ છે કે મનની અંદર થોડી પણ અશુભ વૃત્તિ ઉત્પન્ન થઈ કે તરત જ તેની વિરોધી સારી વૃત્તિ ઉત્પન્ન કરવી. આવો અભ્યાસ નિરંતર ચાલુ રહે તો તે મનુષ્યના મનમાંથી હલકા વિચારો ઉત્પન્ન થતા અટકી જશે અને ગમે તે વખતે ઉત્તમ વિચારોનો પ્રવાહ ઉત્પન્ન કરવાનું બળ પ્રગટ થશે. તે બળથી મનની વૃત્તિઓ ઉપર કાબુ મેળવી આત્માની અનંત શક્તિઓ તે પ્રગટ કરી શકશે અને આ વિશ્વમાં એક મહાન પુરૂષ તરીકે ખ્યાતિ મેળવી અનેક જીવોને આદર્શરૂપ થઈ આત્મ કલ્યાણ કરી શકશે

કર્મગ્રંથ શીખવા-ભણવાનું આ જ રહસ્ય છે કે મનની વૃત્તિના પ્રવાહને બદલાવવાની શક્તિ મેળવવી. વૃત્તિનો

પ્રવાહ બદલતાં આવડ્યો કે ગુણ સ્થાનકની ભૂમિકાઓ વધવાનું કામ સહેલું થઈ પડશી. મનુષ્યોમાં વિચારના પ્રમાણમાં જ મુખ્યતાએ ગુણસ્થાનની ભૂમિકા હોય છે એક મનુષ્ય વ્યવહારથી સાધુ હેય છતાં વિચારો હલકા હોય તો તેનામાં ગુણસ્થાન નીચું જ હોય છે, અને એક ગૃહસ્થ છતાં વિચારો ઉચ્ચ ભૂમિકાના અનુભવતો હોય તો તેનું ગુણસ્થાન ઉચ્ચ પ્રકારનું હોય છે વિચાર અને વર્તનના પ્રમાણમાં જ ગુણસ્થાનની ભૂમિકાઓ બદલાયા કરે છે.

### નવમા પાઠના સારવાળા પ્રશ્નો

પરિણામ કોને કહેવા ? આત્માની અશુદ્ધ શક્તિ ? અશુદ્ધ વિચાર ? અશુભ વિચાર ? શુભ વિચાર ? શુદ્ધ વિચાર ? વિચારોનું ફળ ? વિચારો કેમ બદલાવવા ? કર્મ ગ્રંથનું રહસ્ય ? ગુણસ્થાનકની ઉચ્ચતા કોને આધારે ?

---

# પાઠ ૧૦ મો

---

## બંધનમુક્ત

અજ્ઞાન દશામાં આત્મા પોતાની શક્તિનો ઉપયોગ રાગદ્વેષ સાથે કરે છે, એ કારણથી આત્મા અને કર્મનાં પુદ્ગલોનો સંબંધ ટકી રહે છે. તે કારણોને દૂર કરવાથી કર્મ પુદ્ગલોનો સંબંધ છૂટી જાય છે. તેનું નામ કર્મ-બંધનથી મુક્તિ છે.

આત્મા જે વસ્તુ છે તેને તે રૂપે જાણવી તે મિથ્યાત્વનું વિરોધી સમ્યક્ દર્શન છે. આત્મા નિત્ય છે. સત્ય છે, પવિત્ર છે, આનંદસ્વરૂપ છે એને બરોબર સમજવાથી અને પ્રવૃત્તિના સર્વ પ્રસંગોમાં તે જ્ઞાન ટકાવી રાખવાથી, મિથ્યાત્વથી આવતાં કર્મ પુદ્ગલો અટકી જાય છે આ સત્યનો પ્રકાશ પ્રબળ થતાં વિવિધ પ્રકારની માયિક ઇચ્છાઓ ઓછી થઈ જાય છે. અને જે ઇચ્છા થાય છે તે પોતાને અને પરને આનંદરૂપ થાય તેવી થાય છે. તેમ થતાં અવિરતિ નામનો કર્મ સબંધ ટકાવી રાખનાર બીજી લાગણીથી આવતાં કર્મો પણ અટકી જાય છે. ર

આત્મા તરફ જેમ જેમ પ્રેમ વધતો જાય છે તેમ તેમ ઇચ્છાએ પણ આત્માને પોષણ મળે તેવી જ થાય છે, તેને લઈને ક્રોધ, માન, માયા, અને લોભની પ્રવૃત્તિ પણ મંદ થઈ જાય છે. કેમકે પુદ્ગલો મેળવવાની ઇચ્છા માટે જ ક્રોધાદિનો ઉપયોગ પડે છે, તે ઇચ્છાઓ બંધ થતાં ક્રોધાદિની પ્રવૃત્તિ પણ અટકી જ પડે. અને કષાયની પ્રવૃત્તિ મંદ થતાં તે પ્રસંગે ગમે તેટલી મન, વચન, શરીરની પ્રવૃત્તિ હોય છતાં તે નિરસ હોવાથી કર્મપુદ્ગલોને આકર્ષવાનું બળ તેમાંથી ઓછું થઈ ગયેલું હોય છે, તેથી આત્માનો કર્મપુદ્ગલો સાથેનો સંબંધ ઓછો થતો જાય છે અને પૂર્વે જે અજ્ઞાન દશામાં સંબંધ બાંધેલો હોય છે તે આત્મ સ્વરૂપમાં સ્થિરતા કરવાથી તથા વર્તમાન કાળે

અનુભવ કરી લેવાથી સત્તામાં રહેલા કર્મો પણ ઓછાં થતાં જાય છે. આ સર્વ કહેવા ઉપરથી એ નિશ્ચય થયો કે મિથ્યાત્વવાળી અજ્ઞાન દશાથી આવતાં કર્મપુદ્‌ગલો સમ્યક્‌-દર્શનથી રોકાય છે. ૧ અવિરતિ—ઇચ્છાઓથી આવતાં કર્મપુદ્‌ગલો ઇચ્છાનો નિરોધ કરવા રૂપ વિરતિથી રોકાય છે. ૨. ક્રોધ, માન, માયા, લોભથી આવતાં કર્મપુદ્‌ગલો ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષથી રોકાય છે. ૩. અને મન, વચન, શરીરથી આવતાં કર્મનાં પુદ્‌ગલો મનાતિત, વચનાતિત, કાયાતિત રૂપ આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાથી રોકાય છે. ૪

આવતાં કર્મને રોકવા તેને સંવર કહે છે. પૂર્વના સત્તામાં જે કર્મો હતાં તેને શરીરાદિ વડે ભોગવી લેવાથી, અને આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાથી ફળ આપવાના સ્વભાવથી વિખેરી નાખવામાં આવે છે. તેને કર્મની નિર્જરા કહે છે, આ પ્રમાણે મહેનત કરવાથી કર્મપુદ્‌ગલોનો આત્મા સાથેનો સંબધ તોડી શકાય છે યા છૂટો કરી શકાય છે. દેહમાં કે ભવમાં ટકાવી રાખનાર આ સર્વ કર્મોનો આત્મ-પ્રદેશ સાથેનો સંબંધ સર્વથા છૂટો થવો તેનું નામ બંધનમુક્તતા અર્થાત્ મોક્ષ છે.

આ કર્મોના આવરણો દૂર થવાથી આત્માની અનંત શક્તિઓ પ્રગટ થાય છે, જેમ આંખ પાસેના અમુક ભાગના આવરણો ખસી જવાથા આપણે આંખથી ઘણા દૂરના પ્રદેશ પર્યંત જોઈ શકીએ છીએ, તો પછી આત્માના તમામ

પ્રદેશ ઉપરથી આ શક્તિઓને રોકનાર કર્મપુદ્‌ગલો ની ળી જાય તો આત્માની અનંત શક્તિઓ પ્રગટ થાય તેમાં આશ્ચર્ય શું ?

આ પ્રમાણે આત્મા સાથેનો પુદ્‌ગલોનો સંબંધ તૂટી જાય છે અને તે તોડવા માટેજ ત્યાગ, વૈરાગ્ય, ધર્મ વિગેરેની જરૂરિયાત મહાન ગુરુઓએ સ્વીકારી છે.

### સારાંશ પ્રશ્નો

૧. બંધનમુક્તિ એટલે શું ? ૨. સમ્યક્‌દર્શન એટલે શું ? ૩. મિથ્યાત્વથી આવતાં કર્મો શાથી રોકાય ? ૪. અવિરતિથી આવતાં કર્મો શાથી રોકાય ? ૫. કષાયથી આવતાં કર્મો શાથી રોકાય ? ૬. મનાદિ યોગથી આવતાં કર્મો શાથી રોકાય ? ૭. સંવર કોને કહેવો ? ૮. નિર્જરા કોને કહેવી ? ૯. આવરણો દૂર થવાથી કઈ શક્તિ પ્રગટે ?

---

## પાઠ ૧૧ મો

---

### દેહધારી આત્માઓની સમજ

જીવ અને આત્મા એ બે એક જ વસ્તુનાં નામ છે ચૈતન્યશક્તિ એ આત્માનું સ્વરૂપ છે. કર્મથી બંધાયેલ આત્મા વારંવાર દેહ ધારણ કરે છે. આત્માના મૂળ સ્વરૂપમાં ભેદો હોતા જ નથી પણ શરીરની અપેક્ષાએ

આત્માના જુદા જુદા ભેદો કહેવાય છે. તેની સમજ અહીં આપવામાં આવે છે. દેહ ધારણ કરનારા જીવોને ગતિની અપેક્ષાએ ચાર ભાગમાં વહેંચવામાં આવે છે. દેવ મનુષ્ય, તિર્યંચ અને નારકી

દેવોમાં સામાન્ય મનુષ્ય કરતાં જ્ઞાન અને શક્તિ વધારે હોય છે. તીર્થંકરદેવ, સામાન્ય કેવલી અને અપ્રમત્ત દશાવાળા મહાત્માઓની અપેક્ષાએ તો દેવોમાં પણ જ્ઞાન અને શક્તિ ઓછી હોય છે. દેવોનાં શરીરો સુંદર, નિરોગી, મળ-પ્રસ્વેદ વિનાના અને પવિત્ર પુદ્‌ગલોનાં બનેલાં હોય છે. તેમનાં શરીરમાં રૂધિર, માંસ, હાડ વિગેરે હોતાં નથી, સુંદર આકૃતિ, તેજસ્વી કાંતિ અને મહાન પ્રતાપી ભવ્ય દેખાય તે તેમના પવિત્ર, પુન્ય કર્મોનો પ્રત્યક્ષ પુરાવો છે. તેઓ આપણી માફક આહાર ખાતા નથી. ખાવાની ઈચ્છા થાય ત્યારે મનમાં સંકલ્પ કરે છે. સંકલ્પ થતાં જ ઉત્તમ પુદ્‌ગલો તેમના શરીરમાં દાખલ થાય છે. અને અમૃતના ઓડકાર આવે છે. તેથી તેમની ક્ષુધા શાંત થાય છે, અને દેહને પોષણ મળે છે. મનુષ્યોની માફક દેવો ગર્ભમાં ઉત્પન્ન થતા નથી. તેઓ દેવશૈય્યામાં (સૂવાલાયક સુંદર બિછાનાસાં) ઉત્પન્ન થાય છે. જન્મ થતાં જ સોળ વર્ષની યુવાન વયવાળાની માફક દિવ્યરૂપે દેખાવ આપે છે

દેવો વૃદ્ધ થતા નથી, અકાળે મરણ પામતા નથી, નિરંતર યુવાવસ્થા ટકી રહે છે, છ માસ આગળથી તેમને

મરણુની ખબર પડે છે. તે પ્રસંગે ગળામાં રહેલાં પુષ્પોની માળા કરમાય છે. કલ્પવૃક્ષો ચાલતાં દેખે છે. કાંઈક વિસ્મૃતિ થાય છે. મુખની કાન્તિ ઝાંખી પડે છે. દેવોમાં આત્મમાર્ગની જાગૃતિ જેમને હોય છે. તે ત્યાં પણ પરમાત્માના માર્ગ તરફ પોતાનું પ્રયાણ ચાલુ રાખે છે. તીર્થંકર દેવ અને બીજા જ્ઞાનીઓની પાસે તેઓ આવે છે. ધર્મ સાંભળે છે. પ્રભુના માર્ગમા આગળ વધતા જીવોને મદદ કરે છે. મનના સંકલ્પથી કાર્ય સિદ્ધ કરવાની શક્તિ તેમને હોય છે. તેઓ ધારે તો અનેક જીવોને મદદ કરી શકે, દુઃખીને સુખી કરી શકે, જ્ઞાની પુરુષોનો સમાગમ કરાવી આપી ધર્મમાં આગળ વધારી શકે, ધર્મની ઉન્નતિ કરી શકે, પણ સામાની તૈયારી તેટલી હોવી જોઈએ. દેવો નિમિત્ત કારણ થઈ શકે અને તેને લઈને તેઓ પુન્ય ઉપાર્જન કરી, મનુષ્યપણે જન્મ લઈ સહેલાઈથી પોતાનો માર્ગ સુગમ કરી શકે છે. દેવોના મરણને ચ્યવન કહે છે. મરણુ થતાં કપૂરની માફક તેમના શરીરના પુદ્ગલો વિખરાઈ જાય છે. તેમાં દુર્ગંધ હોતી નથી.

મનુષ્યોની માફક દેવોમાં સ્રીઓ હોય છે. તેમને દેવી, દેવાંગના, અપ્સરા આદિ કહે છે. કામવાસના બન્નેમાં હોય છે છતાં, મનુષ્યાદિની માફક દેવીઓ ગર્ભધારણુ કરતી નથી, વિશેષ પુન્યબંધ થવાથી જીવો દેવભૂમિમાં જન્મ લે છે.

દેવો ચાર વિભાગમાં વ્હેંચાયેલા છે. વૈમાનિક દેવ,

ભુવનપતિદેવ, જ્યોતિષિદેવ અને વ્યંતર દેવ. વૈમાનિક દેવો ઉત્તમ પંક્તિના છે. તેજસ્વી, વિશેષ શક્તિવાળા અને પ્રભાવશાળી પ્રબળ પુન્ય પ્રકૃતિવાળા છે. તેઓની વસ્તી બાર દેવલોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાનમાં છે. તે સ્થાન ચંદ્ર–સૂર્ય કરતાં ઘણું ઉંચે છે અને એક એકથી વિશેષ આગળ છે. અનુત્તર વિમાનના દેવો ઘણા જ પવિત્ર અને શાંતિમય જીવન ગુજારનારા છે. આત્મપરાયણ રહી આનંદમાં ઝીલે છે. સદા બ્રહ્મચારી હોય છે, બે દેવલોકથી આગળ દેવીઓની ઉત્પત્તિ નથી. ૧

જ્યોતિષિના દેવો પાંચ ભાગમાં વ્હેંચાયેલા છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા. એ પાંચ જાતિના દેવોનાં વિમાનો છે. તેમાં તેઓ રહે છે. તે વિમાનો આપણે જોઈ શકીએ છીએ કેટલાંક વિમાનો ચાલતાં છે અને ઘણાં વિમાનો સ્થિર રહે છે. પૃથ્વી વિશાળ છે તેના ઘણા ભાગોમાં અનેક સૂર્ય અને ચંદ્રો છે, આ જ્યોતિષચક્ર એ બીજા વિભાગના પાંચ જાતિના દેવોથી ભરપૂર છે ૨

ભુવનપતિ અને વ્યંતરના દેવો આ પૃથ્વીની નીચે છે તેઓના રહેવાના નિવાસને ભુવન કહે છે. તે ઉપરથી તે દેવો ભુવનપતિ કહેવાય છે. વ્યંતરના રહેવાનાં સ્થાનો તેઓની ઉપર છે. તેઓના સ્થાનોને નગર કહે છે તેની ઉત્પત્તિનાં સ્થાનો તો આપણી નીચે છે, પણ ક્રીડા કરવાનાં

સ્થાનો આ પૃથ્વી ઉપર પણ હોય છે. તેઓ સુખી અને શક્તિવાળા તો છે, છતાં ઉપરના દેવો કરતાં ઘણી ઓછી શક્તિ અને સુખ પણ ઓછું હોય છે. તેઓનાં આયુષ્યો ઘણાં મોટાં હોય છે, છતાં નીચેના દેવોના આયુષ્યો, ઉપરના દેવો કરતાં ઓછાં હોય છે, નીચલા દેવોમાં ભૂત, પ્રેત. વ્યંતર, પિશાચ, રાક્ષસ, ઈત્યાદિનો સમાવેશ થાય છે. તેમાં જ્ઞાન પણ હોય છે, અજ્ઞાન પણ હોય છે. દુઃખ પણ હોય છે પૂર્વના પુન્યોદયથી તેઓ પાંચ ઇંદ્રિયોનાં અનુકૂળ સુખ ભોગવે છે, અને પુન્ય પૂરું થતાં પાછા મનુષ્યાદિ ગતિમાં આવે છે, આ પુન્ય પ્રકૃતિવાળા દેહધારી દેવોના જીવોની સમજ કહી.

## સારાંશ પ્રશ્નો

દેહ કોણ ધારણ કરે છે? આત્માના ભેદો શાથી પડે છે? વૈમાનિક દેવો ક્યાં હોય છે? જ્યોતિષિના દેવો ક્યાં હોય છે? ભુવનપતિ દેવો ક્યાં હોય છે? વ્યંતર દેવો ક્યાં હોય છે? દેવભૂમિમાં જન્મ શાથી મળે છે?

# પાઠ ૧૨ મો.

## મનુષ્ય તિર્યંચાદિની સમજ

મનુષ્યોની, જુદા જુદા દેશોની અપેક્ષાએ અને કામ-ધંધાના અંગે ઘણી જાતિઓ છે. છતાં સ્ત્રી, પુરુષ અને નપુંસક એ ત્રણ વિભાગોમાં બધી મનુષ્ય જાતિનો સમાવેશ થાય છે. ચારે ગતિમાંથી મનુષ્યપણે જીવો જન્મ લઈ શકે છે. એક સ્થળે આયુષ્ય પૂર્ણ કરીને જીવ બીજી ગતિમાં જન્મ લેવા જતાં સાથે આ જન્મમાંથી તેજસ અને કાર્મણ શરીરને લઈ જાય છે. અન્ય દર્શનકારો આ શરીરને સૂક્ષ્મ શરીર અને કારણ શરીર કહે છે તેજસ શરીર આહારાદિનું પાચન કરે છે, તેમાં ગરમી વિશેષ છે. કાર્મણ શરીરમાં કર્મના સંસ્કારો રહે છે. આ જિંદગીમાં કરેલાં કર્મના બીજભૂત સંસ્કારો બીજા જન્મમાં સાથે જ રહે છે. આ શરીરની મદદથી જીવ જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં નવું સ્થૂલ શરીર બાંધવાનું કામ શરૂ કરે છે. સ્રી-પુરુષના સંયોગથી ગર્ભસ્થાનમાં આવી પડેલા રૂધિર અને વીર્યમાં પ્રથમ જીવ આવે છે, અને તેનો આહાર સાથે લાવેલા શરીરથી લઇને, શરીર બાંધવાની શરૂઆત તેનાથી જ કરે છે. શરીર પછી ઇંદ્રિયોની શક્તિ બાંધે છે. પછી શ્વાસોશ્વાસ લેવાની શક્તિ બાંધે, પછી ભાષા બોલવાની શક્તિ અને છેવટે મનની શક્તિ તૈયાર થાય છે. આ છ શક્તિઓને

છ પર્યાપ્તિ કહે છે. આમાંથી દશ પ્રાણ પ્રગટ થાય છે. પાંચ ઇંદ્રિયો, મનબળ, વચનબળ કાયબળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય, આ દશ પ્રાણ કહેવાય છે. આને આધારે જીવ શરીરમાં ટકી રહે છે, અને શરીર પુન્ય પાપ રૂપ પ્રકૃતિને આધારે ટકી રહે છે. આ દશ પ્રાણને નુકસાન કરવું તે હિંસા છે, કેમકે તે ઉપર જીવને મમતા હોવાથી તેને દુઃખ થાય છે. દશ પ્રાણના વિયોગથી મરણ કહેવાય છે આ દેહની ઉત્પત્તિ રૂધિર–રજ અને વીર્યમાંથી છે. જીવને પોષણ અંદરથી જ મળે છે. ગર્ભમાંથી બહાર જન્મ લીધા પછી દૂધ અને અનાજ–પાણી આદિથી આ દેહનું પોષણ થાય છે, વૃદ્ધિ પામે છે અને તે જ દેહનું જેને મરણ કહે છે તે થતાં આ પરમાણુઓ પાછા વિખરાઈ જાય છે. પરમાણુઓ વિખરાઇ જવાં તે મરણ છે. આત્માથી પ્રાણનું જુદા પડવાપણું તે મરણ છે, છતાં દેહને તથા પ્રાણને ઉત્પન્ન કરનાર–પ્રાણના રૂપમાં પરમાણુને જોડનાર આત્મા તેનાથી જુદો છે, તેનું મરણ થતું નથી તે તો આ સ્થાન મૂકીને આ જન્મમાં કરેલ કર્માનુસાર બીજા સ્થાને જાય છે, ત્યાં દેહ ધારણ કરે છે. સુખદુ:ખનો ત્યાં અનુભવ કરે છે. પાછો ત્યાં અન્ય જન્મને લાયક કર્મ કરી આયુષ્ય બાંધી બીજી ગતિમાં જન્મ લે છે. આ પ્રમાણે આત્મા શુદ્ધ સ્વરૂપના અનુભવ વિના, પોતાને ઓળખ્યા વિના, ચારે ગતિમાં, વિવિધ જાતિઓમાં જન્મ ધારણ કરે છે.

## તિર્યંચ ગતિના જીવો

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, વનસ્પતિ, બેઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય, ચાર ઇંદ્રિય અને પાંચ ઇંદ્રિયવાળા પશુ–પક્ષી એ સર્વ જાતિના જીવોને તિર્યંચ કહેવામાં આવે છે.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવર કહેવાય છે. અને બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય, ચાર ઇંદ્રિય, પાંચ ઇંદ્રિયવાળા જીવો ત્રસ કહેવાય છે. પૃથ્વી, પાણી અગ્નિ વાયુ અને વનસ્પતિમાં જીવ છે. તેઓમાં જ્ઞાન અને શક્તિ ઘણી ઓછી હોય છે. તેમને એક શરીર–સ્પર્શ ઇન્દ્રિય હોય છે. વનસ્પતિ સિવાયના જીવોનાં આયુષ્યો ઓછાં હોય છે. વનસ્પતિમાં મોટાં વૃક્ષાદિનાં આયુષ્ય મોટાં હોય છે. દુઃખ વિશેષ હોય છે. જ્ઞાનશક્તિની ઓછાશના લીધે પ્રગટ વિકાસ પામેલા જીવનના અભાવે તેઓ દુઃખ ઓછું વેઠે છે. પૃથ્વી હવા, પાણી, ગરમી, અને વનસ્પતિ એ તેઓના મુખ્ય આહાર છે. વનસ્પતિના જીવો પોતાના મૂળ દ્વારા અને બહારની હવા આદિમાંથી ખોરાક મેળવી પોતાનું શરીર વધારે છે, આ પ્રગટ દેખાતા એકેન્દ્રિય જીવોથી બીજા પ્રગટ નહિ દેખાતા પાંચે જાતના સ્થાવરસૂક્ષ્મ જીવો હોય છે. તે એટલા બધા સૂક્ષ્મ જીવો છે કે જે પહાડને ભેદીને ચાલ્યા જાય અને બળતી અગ્નિની જ્વાળાની વચમાં થઇને ચાલ્યા જાય છતાં તેઓને અટકાવી શકાતા નથી તેમ તે બળતા પણ નથી. આ જીવોને નિગોદના જીવો કહે છે. નિગોદના જીવો ઘણા સૂક્ષ્મ છે તેમ બીજા જીવો કરતાં ઘણા છે. આ સર્વનો સમાવેશ સ્થાવર

વિભાગમાં થાય છે. આ નિગોદના વિભાગમાંથી જીવ ઊંચે ચડતો આગળ મનુષ્યાદિમાં આવે છે. ૧

જેને બે ઇંદ્રિયો હોય છે તે બે ઇંદ્રિય જીવ કહેવાય છે. અહીં ઇંદ્રિયોની અપેક્ષાએ જીવના ભેદો ગણવામાં આવે છે. જીહ્વા ઇન્દ્રિયનો—જીભનો વધારો આ જીવમાં, એકેન્દ્રિય કરતાં હોય છે. આ જીવો પ્રાયે શંખમાં, કોડામાં, છીપોમાં, ઉત્પન્ન થાય છે. તે સિવાય જળો, અળશિયાં, પાણીના પોરા, લાકડાના કીડા, કરમિયા પણ બે ઇન્દ્રિયવાળા જીવો છે. ૨

ત્રણ ઇંદ્રિયવાળા જીવોમાં પહેલાંના કરતાં નાસિકા ઇંદ્રિયનો વધારો થયેલો હોય છે તે જીવો કાનખજૂરા, માકડ, જૂ, કીડી, ઉધેહી, મકોડા, ઇયળ, સાવા, ગીંગોડા, અનાજના કીડા, છાણના કીડા, વિષ્ટાના કીડા, કુંથુવા, ઇન્દ્રગોપ ઇત્યાદિ છે. ૩

ચાર ઇંદ્રિયવાળા જીવોમાં આંખનો વધારો થયેલો હોય છે. તે જીવો વીંછી, ભમરા, બગાઈ, તીડ, માખી, ડાંસ, મચ્છર, કંસારી, કરોળિયા, ખડમાંકડી આદિ કહેવાય છે. ૪

પાંચ ઇન્દ્રિવાળા જીવોમાં પહેલાના જીવો કરતાં કાન ઇન્દ્રિયનો વધારો થયેલો હોય છે. આ જીવો ગર્ભથી ઉત્પન્ન થાય છે, અને ગર્ભ વિના પણ ઉત્પન્ન થાય છે. તેથી ગર્ભજ અને સમુર્ચ્છિમ એવા બે જાતના હોય છે. તે જીવોમાં, પાણીમાં રહેનારા, જમીન પર ચાલનારા અને આકાશમાં

ઉડનારાં સર્વ પશુ, પક્ષી અને મચ્છાદિનો સમાવેશ છે. ૫

આ જીવોનું જીવન પરાધિન વિશેષ છે અજ્ઞાનદશા બહુ જ હોય છે. પાપનો ઉદય વિશેષ હોય છે. ધર્મ કરવાને માટે તેઓનું જીવન પ્રાયઃ અયોગ્ય છે. અન્યનું પરાધિન જીવન બનાવવાથી પોતાનું જીવન પણ આમ પરાધિનતાવાળું થાય છે.

## નારકીના જીવો

નારકીના જીવો આ પૃથ્વિની નીચે પોલા ભાગમાં રહેલા નરકાવાસમાં ઉત્પન્ન થાય છે, તેઓને ઉત્પન્ન થવાનું સ્થાન ચામડાના કુંડલાં જેવું સાંકડા મોઢાનું અને પહોળા પેટનું હોય છે. તેને કુંભી કહે છે. તેઓ નપુંસક વેદવાળા હોય છે. સ્ત્રી–પુરુષો નારકીમાં હોતા જ નથી. ત્યાં કામ-વાસનાઓનો ઉદય પ્રબળ હોય છે. પણ તેટલો જ ત્યાં સાધનોનો અભાવ હોય છે. તે જીવોમાંના ઘણા જીવોને પાછલા જન્મનું જ્ઞાન હોય છે, પણ તેઓ તેનો ઉપયોગ પાછલા જન્મના કર્મોનો પશ્ચાત્તાપ કરવા સિવાય વિશેષ કરી શક્તા નથી. તેમ બધા જીવો પશ્ચાત્તાપ કરે તેવી લાગણી-વાળા પણ હોતા નથી; પૂર્વજન્મના નિવિડ પાપના ઉદયથી તેઓનો અહીં જન્મ થાય છે. પ્રબળ પાપને ભોગવવા માટે જ આ સ્થાન છે, તેમનાં આયુષ્યો ઘણાં મોટાં હોય છે. દુઃખ ભોગવવા માટે જ તેમનો અવતાર છે. દેવભૂમિના સુખ કરતાં તદ્દન વિપરિત સ્થિતિ નારકીના જીવોની અને

સ્થાનની છે. ઈચ્છા કરતાં અને મેળવવા માટે મહેનત કરવા છતાં પણ ખાવાનું મળતું નથી. તૃષા ઓછી થતી નથી. ટાઢ એટલી બધી હોય છે, કે પુર જોસવાળી શિયાળાની ઋતુમાં હિમાલયના પ્રદેશની ટાઢ કરતાં લાખો ગણી ટાઢ ત્યાં વધારે હોય છે, તેમજ ઉનાળાના પ્રખર તાપમાં ખેરના અંગારાની ભઠ્ઠીમાં નારકીના જીવને સુવાડયો હોય તો શાન્તિથી ઊંઘી જાય. મતલબ કે તેથી પણ વિશેષ તાપ ત્યાં છે.

આ નરકના સાત વિભાગ છે. પહેલેથી બીજો એમ ચડતા નરકાવાસમાં એકેકથી અધિક દુઃખ, ભૂખ, ટાઢ, તાપ અને પરમાધમી દેવોનો ત્રાસ છે. આપસઆપસમાં પણ પૂર્વજન્મના વેર–વિરોધને યાદ કરી લડે છે અને માર ખાય છે કર્મના તીવ્ર બંધથી બંધાયેલા આ જીવો આયુષ્ય પૂર્ણ કરી પાછા મનુષ્યાદિ ગતિમાં આવે છે.

આ દેહધારી જીવોના ભેદો બતાવ્યા. આ ભેદો કર્મની વિવિધતાને લઈને બને છે, આત્મા તો બધા શરીરોમાં તેનો તે જ છે.

## સારાંશ પ્રશ્નો

મનુષ્યની ઉત્પત્તિ શાથી થાય છે? પ્રાણ એટલે શું? મનુષ્યના ભેદો શાથી કહેવાય છે? બીજા જન્મમાં સાથે શું લઈ જાય છે? કાર્મણ શરીર શાનું હોય? તેજસ શરીર શું કામ કરે છે? મરણ કોનું નામ? તિર્યંચ કોને કહેવાય?

જીવ ક્યાંથી ઉંચે ઉડે છે ? સ્થાવર કોને કહે છે ? ત્રસ જીવો કયા ? નારકીના જીવો ક્યાં છે ? તેઓમાં કયો ભેદ હોય ? નરકમાં શા માટે જીવો જાય છે ?

---

# પાઠ ૧૩ મો

---

## આત્મદૃષ્ટિ

આપણી આંખો આપણા દેહને દેખે છે છતાં આંતરનેત્રોથી આપણે દેહની અંદર રહેલી આત્મશક્તિને દેખીએ તો તે આત્મદૃષ્ટિ કહેવાય છે. ઘણા જીવોની દૃષ્ટિ અને પ્રવૃત્તિ તપાસતાં માલૂમ પડશે કે જેઓની દેહ ઉપર દૃષ્ટિ છે, તેને લઇને કોઈપણ મનુષ્ય અથવા પશુને દેખી તે એમ જ કહેશે કે આ ધોળો છે રાતો છે, જાડો છે, પાતળો છે, લાંબો છે, ટૂંકો છે, અથવા કામી છે, ક્રોધી છે, લોભી છે, કપટી છે, અભિમાની છે, દ્વેષી છે, સંતોષી છે કે વિરાગી છે, વક્તા છે કે લખાઉ છે. વિગેરે વિચાર કરતાં સમજાશે કે આ તેના માનવામાં કે કહેવામાં કોઈ દેહના ધર્મ છે, તો કોઈ મનના ધર્મ છે, તો કોઈ વચનના ધર્મ છે, તેનો તે આત્મામાં આરોપ કરી કહે છે, પણ ખરી રીતે તો શરીર, વચન અને મનના ધર્મોને ભેદીને રહેલા આત્માને જોનારા જીવો ઘણા જ થોડા છે.

એક હ્રુષ્ટપુષ્ટ ગાયને દેખીને ચમારની દ્દષ્ટિ તેના ચામડા ઉપર જશે કે ગાયનું ચામડું સારૂં અને મોટું છે. જો કસાઈ હશે, તો તેની દ્દષ્ટિ ગાયના માંસ ઉપર જશે કે આ ગાયમાં માંસ ઘણું સારૂં અને ઘણું છે. જો તે ભરવ ડ હશે તો તેની દ્દષ્ટિ ગાયના દૂધ ઉપર જશે કે ગાય દૂધ ઘણું આપે તેવી છે. ખેડૂત હશે તો તેની દ્દષ્ટિ ગાય મજબૂત હોવાથી તેની સંતતિમાં બળદ સારા થાય તેનો વિચાર કરશે. જો ગાયનો પૂજક હશે નો ગાયને પૂજ્ય માનીને પગે લાગશે, જો તત્ત્વ દ્દષ્ટિવાળો તે મહાત્મા હશે તો તેની અંદર રહેલ આત્મા સામે દ્દષ્ટિ કરી આત્માની લીલાવાળી પ્રવૃત્તિનો વિચાર કરશે. આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે જીવની જેવી દ્દષ્ટિ હશે તેવી જ સામી વસ્તુ તેને સમજાશે અને આનંદ કે ખેદ, હર્ષ કે શોક, રાગ કે દ્વેષ ઉત્પન્ન કરવામાં નિમિત્ત કારણ થશે.

આપણી સારી કે ખોટી દ્દષ્ટિથી સામેની વસ્તુ બદલાઇ જતી નથી પણ આપણી દ્દષ્ટિના પ્રમાણમાં સામેની વસ્તુ કર્મ બંધનના સંબંધમાં નિમિત્ત કારણ બને છે. દેહ દ્દષ્ટિવાળાને અનંત શક્તિવાન આત્મા પણ દેહરૂપ દેખાય છે અને આત્મદ્દષ્ટિવાળાને દેહ પ્રગટ દેખાય છે, છતાં તેની અંદર જે ચૈતન્ય શક્તિની સત્તાથી આત્મસત્તા સ્ફુરી રહેલી છે, વિલસી રહેલી છે, તે દેખાય છે. મનુષ્યોએ દેહદૃષ્ટિ મૂકી દઇ આત્મદ્દષ્ટિ વિશેષ જાગૃત કરવાની જરૂર છે, આત્મદૃષ્ટિ થતાં તેનો ઉપયોગ સાદા આત્માકારે પરિણમે છે નિરંતર

આત્મ ઉપયોગે પરિણમવાની ટેવથી આત્મસ્વરૂપ પ્રગટે અને નિરંતર દેહદૃષ્ટિ રાખવાથી–દેહ આકારે ઉપયોગ પરિણમાવવાથી-રાગ-દ્વેષ વધે છે, નવીન કર્મબંધ થાય છે અને આત્મા સદા દેહ સાથે બંધાઈ રહે છે.

આપણા દેખવામાં દેહ આવે છે. છતાં તેની અંદર આત્માને કેવી રીતે દેખવો તે એક દૃષ્ટાંતથી સમજીએ. આ એક કલ્પિત દૃષ્ટાંત છે, છતાં વસ્તુસ્થિતિ સમજવામાં ઉપયોગી છે.

એક જાડો આંધળા કાચનો મોટો કિલ્લો છે. તેને ઝીણાં, બારીક, ઘણાં જાળીવાળાં છિદ્રો છે, તે સિવાય મોટાં છિદ્રો નવથી દશ છે આ કિલ્લો કાળા, ધોળા આદિ અનેક વર્ણનો છે. તે કાચના કિલ્લાની અંદર લાલ વર્ણનો બીજો નાનો કિલ્લો છે. આનો રંગ ઘણા ભાગે લાલ રંગને મળતો છે તેની અંદર કાચનો ત્રીજો કિલ્લો છે આ કિલ્લો મૂળ ધોળો છે, છતા તે એટલો બધો મેલો છે કે લગભગ કાળા રંગ જેવો લાગે છે.

આ ત્રીજા કિલ્લાની અંદર વીજળી કે ચંદ્ર,સૂર્યના પ્રકાશને પણ પાછો હઠાવે તેવા પ્રકાશવાળો એક દીવો છે. તે ત્યાં રહ્યા છતાં ત્રણે કિલ્લાને ભેદીને પ્રકાશ રૂપે બહાર આવે છે. કાળો કિલ્લો છે, પણ આ દીપક પ્રબળ પ્રકાશવાળો હોવાથી તેને ભેદીને તેનો પ્રકાશ રતા કિલ્લામાં આવે છે, અને રાતા કિલ્લ ને ભેદીને જાડા આંધળા કાચના કિલ્લાને પણ તે પ્રકાશ ભેદી નખે છે. તે જાડા કાચના પણ ઝીણાં છિદ્રો દ્વારા બહારના પદાર્થો આ પ્રકાશવડે વિશેષ સ્પષ્ટ રૂપમાં દેખાય છે.

આટલું નાનુ દૃષ્ટાંત તેના ઉપનય (કહેવાના આશય)ને વિશેષ સ્પષ્ટ કરી આપે છે. જેમકે પહેલો આંધળા કાચનો કિલ્લો તે આપણા સર્વ જીવોનું આ સ્થૂલ-ઉદારિક શરીર છે. તેમાં ઝીણાં જાળીવાળાં છિદ્રો તે શરીરમાં રોમ છે. આ સ્પર્શ ઇંદ્રિય દ્વારા નીકળતા પ્રકારની મદદથી ટાઢ, તાપ, સુંવાળુ, ખરછટ વિગેરેનો બોધ થાય છે.

આ બીજો કિલ્લો તે તૈજસ શરીર. તે પ્રાયે લાલ રંગનું છે. જેનાથી શરીરમાં પાચનક્રિયા થાય છે. લોહી આદિનું ફરવું નિયમિત થાય છે. તે ઉષ્ણ, ગરમ સ્વભાવનું હોવાથી લાલ રંગવાળું કહેલું છે. તેની મદદથી સ્થૂલ શરીરમાં વૃદ્ધિ હાનિ થાય છે

ત્રીજું કાર્મણ શરીર છે જેને કારણ શરીર પણ બીજાઓ કહે છે. તેમાં કર્મના બધા સંસ્કારો રહે છે તે ઉજ્વળ છે. છતાં કર્મના સંસ્કારોની વિશેષતાને લઈ કાળા રંગનું કલ્પ્યું છે. તેની મલિનતા કે નિર્મળતાની અધિકતાને લીધે આત્મપ્રકાશનું દબાવું કે પ્રગટ પ્રકાશવાનું થ ય છે, અને તે કારણે ગરીબ કે મહાન્ પુરુષ તરીકે આ જીવ ઓળખાય છે. આ ત્રણે કિલ્લાની અંદર જે પ્રકાશવાળો દીપક કલ્પ્યો છે તે આત્મા છે. કાર્મણ શરીર વિશેષ નિર્મળ હોય તો આત્મા પ્રગટ થાય, અને તે આત્મા મહાત્મા, અવતારી પુરૂષ કે તીર્થંકર જ્ઞાની વિગેરેની ગણતરીમાં ગણાય.

ત્રણે શરીરોની અંદર ત્રણે શરીરોને ભેદીને જે પ્રકાશ રહેલો છે તે પ્રકાશને એકાદ વખત પણ જોવો, અનુભવવો તે આત્મદર્શન છે. તે પ્રકાશનું જ્ઞાન તે આત્મજ્ઞાન છે. તે પ્રકાશમાં સ્થિર રહેવું તે સમ્યક ચારિત્ર છે. તે પ્રકાશ આવરણરહિત સદાને માટે ખુલ્લો થાય તે કેવલજ્ઞાન છે. તે પ્રકાશ પૂર્ણ પ્રગટ થયા પછી દેહથી સદાને માટે તે પ્રકાશ-સ્વરૂપ આત્માનું છૂટા થવું તે મોક્ષ છે.

દૃષ્ટાંતનું રહસ્ય આ પ્રમાણે બતાવી હવે તે ઉપરથી આપણે ધ્યાનમાં રાખવાનું એ છે કે આ પ્રકાશ તે આત્મા અને તે આપણે પોતે. આ આત્મા ત્રણ દેહથી તદ્દન અલગ છે. આનું નામ આત્મદૃષ્ટિ. બાહ્ય નેત્રો દેહને દેખે છે, છતાં હવે આપણા અંતરનેત્રો તે દેહને ભેદીને અંદર રહેલા આત્માને જુએ છે, પ્રકાશને જુએ છે અને દેહનું ભાન ભૂલવા માંડે છે. આ રીતે લાંબા વખતના અભ્યાસથી દેહ ન દેખાતાં અંદર રહેલો આત્મા જ દેખાય છે.

જેમ પોતાના સંબંધમાં આ દેહ આત્માનો વિવેક થયો અલગ દેખવાનું શરૂ કર્યું, તે જ પ્રમાણે જે જે શરીરો તમારી નજર આગળ આવે તેને દેહ રૂપે ન જોતાં, તે દેહ તરફ દૃષ્ટિ ન આપતાં, તેની અંદર રહેલા આત્મપ્રકાશને જ જોવાની ટેવ પાડવી આનું નામ આત્મદૃષ્ટિ છે. આટલું કામ જો આ જન્મમાં કરવામા આવે તો મોક્ષ તેનાથી જરા પણ છેટું નથી. આત્મા જ પરમાત્મા બની રહે આ આત્મદૃષ્ટિ

જાગૃત કરવા માટે નિરંતર કાયમ અભ્યાસ કરવાની જરૂર છે. સમ્યક્દર્શન સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આ જ છે.

### સારાંશ પ્રશ્નો

આત્મદષ્ટિ કોને કહેવી ? દેહદષ્ટિ કોને કહેવી ? આત્મદષ્ટિથી શું લાભ થાય ? દેહદષ્ટિથી ગેરફાયદો શું થાય ? દેહની અંદર આત્માને કેવી રીતે દેખવો ? આત્મદર્શન કોને કહેવું ? આત્મજ્ઞાન કોને કહેવું ? સમ્યક્ચરિત્ર એટલે શું ? કેવળજ્ઞાન કોને કહેવું ? મોક્ષ એટલે શું ?

---

# પાઠ ૧૪ મો

---

## જડ ચૈતન્યનો વિવેક

આત્મા જ્ઞાન ગુણવાળો છે દરેક વસ્તુને જાણવાની શક્તિ આત્મામાં છે. જ્ઞાનથી જ આ સર્વ વસ્તુને આત્મા જાણે છે. આત્મામાં કોઈ પણ પ્રકારનું રૂપ નથી. પુદ્ગલો રાતાં, ધોળાં, કાળાં, લીલાં, પીળાં વિગેરે રૂપો ધરાવે છે. આત્મામાં કોઈ પણ જાતની ગંધ નથી, પુદ્ગલોમાં સુગંધ અને દુર્ગંધ બન્ને રહેલી છે. આત્મામાં કોઈ પણ પ્રકારનો રસ નથી. પુદ્ગલોમાં ખાટા, ખારા, તીખા, કડવા, મીઠા એમ વિવિધ પ્રકારના રસો રહેલા છે. આત્મામાં કોઈ પણ પ્રકારનો સ્પર્શ નથી. પુદ્ગલોમાં હળવો, ભારે, સુંવાળો,

ખરબચડ, ટાઢો, ઊનો, રૂક્ષ, સ્નિગ્ધ વગેરે સ્પર્શો રહેલા છે. આત્મામાં શબ્દ નથી. પુદ્‌ગલોમાં સારા-ખોટા વિવિધ પ્રકારના શબ્દો રહેલા છે, આત્મા અદૃશ્ય અને અરૂપી છે, પુદ્‌ગલો દૃશ્ય પણ છે, તેમ રૂપી પણ છે. ટૂંકામાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ જેમાં હોય છે તે પુદ્‌ગલો છે.

ધર્માસ્તિકાયમાં રૂપ નથી, છતાં તે અજીવ પદાર્થ છે. તેમાં જીવ પુદ્‌ગલોને ગતિ આપવાનો ગુણ છે આત્માનો જ્ઞાન-ગુણ છે, માટે આત્મા ધર્માસ્તિકાયથી જુદો છે, તેમાં જ્ઞાન ગુણ નથી.

અધર્માસ્તિકાયનો ગુણ જીવ પુદ્‌ગલોને સ્થિરતા આપવાનો છે. આત્મામાં જ્ઞાન ગુણ છે તેથી આત્મા અધર્માસ્તિકાયથી જુદો છે.

જીવ પુદ્‌ગલોને અવકાશ—માર્ગ આપવાનો ગુણ આકાશનો છે. આત્મામાં જ્ઞાન-ગુણ છે તેથી આત્મા આકાશથી જુદો છે.

કાળમાં નવાં-જૂનાં કરવાનો ગુણ છે. આત્મામાં જ્ઞાન-ગુણ છે, તેથી આત્મા કાળથી પણ જુદો છે.

પાંચ ઇંદ્રિયો, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોચ્છ્વાસ, આયુષ્ય વિગેરે દ્રવ્ય પ્રાણો છે તે પણ પુદ્‌ગલો જ છે. આત્મા જ્ઞાન, શાશ્વત આનંદ, શાશ્વત જીવન અને અનંતશક્તિ વિગેરે ભાવ પ્રાણવાળો છે માટે દ્રવ્ય-પ્રાણથી આત્મા ભિન્ન છે.

પુન્ય-પાપથી આત્મા જુદો છે. સુખ આપનાર શુભ કર્મનાં પુદ્ગલો તે પુન્ય છે અને દુઃખ આપનાર અશુભ કર્મનાં ખરાબ પુદ્ગલો તે પાપ છે. આત્મા ચૈતન્ય સ્વભાવ અને આનંદરૂપ હોવાથી પુન્ય પાપથી જુદો છે.

આશ્રવ અને સંવરથી આત્મા જુદો છે. કર્મોનું આવવું તે આશ્રવ અને કર્મપુદ્ગલોને આવતાં અટકાવવાં તે સંવર. આત્મા જ્ઞાનસ્વરૂપ છે. આશ્રવ તથા સંવરને જાણનાર છે.

નિર્જરા તે આત્મા નથી. આત્મપ્રદેશથી જ્ઞાનાવરણાદિ કર્મ પુદ્ગલોનું થોડે ઘણે ભાગે ખરી પડવું-દૂર થવું તે નિર્જરા છે. આ નિર્જરા તે કર્મપુદ્ગલોની રૂપાંતર દશા છે તે આત્મા નથી.

બંધ તે પણ આત્મા નથી. કર્મ અને આત્માનો મેળાપ થવો-સંયોગ થવો તે બંધ કહેવાય છે. આત્મા જ્ઞાનસ્વરૂપ છે.

સર્વ કર્મ દ્રવ્યોનું આત્માથી અલગ થવું તે દ્રવ્ય મોક્ષ છે તે આત્માનું લક્ષણ નથી. જ્ઞાન, દર્શન, ચારિત્ર સહિત આત્મા તે ભાવ મોક્ષ છે, તે આત્મા છે.

આઠે કર્મની પ્રકૃતિ તે આત્મા નથી. આઠે કર્મથી અલગ જ્ઞાનાદિ અનંત શક્તિયુક્ત ચૈતન્ય તે જ આત્મા છે.

આ પ્રમાણે વિચાર કરતાં જડ ચૈતન્ય બન્નેનો અલગ સ્વભાવ હોવાથી બન્ને જુદા છે. જડ ચૈતન્ય થતું નથી

ચૈતન્ય જડ થતું નથી. પૂર્વે કહી આવ્યા તે પ્રમાણે બન્ને દ્રવ્યોના સ્વભાવો જુદા જુદા જાણવા અને તે પ્રમાણે અનુભવવા તે આત્માની જાગૃત દશા છે. આ આત્મજ્ઞાન તે જ મોક્ષ દેવાવાળું છે. આત્માને જાણવાની મુખ્ય-યા-પહેલી જરૂરિયાત છે. જેણે આત્માને જાણ્યો તેણે આ સર્વ વિશ્વને જાણ્યું-સમજવું. જેણે આ વિશ્વને જાણ્યું તેણે ખરી રીતે આત્માને જાણ્યો છે. પોતે આત્મા છે છતાં પોતે પોતાને ન જાણે તો પછી કર્મબંધનથી આત્માને છોડાવવાની ક્રિયા કોને માટે કરવી? કોના આધારે કરવી? આત્મા જાણ્યો હોય તો જ બંધ મોક્ષ તરફ નિવૃત્તિ અને પ્રવૃત્તિ સંભવે. વર વિનાની જાન શા કામની? કોને ઘેર જઈને ઊભી રહે? તેમ જ્ઞાન વિનાની ક્રિયા શા કામની? કોના માટે કરવી? માટે બધી ક્રિયાઓ કરવા પહેલા આત્માનું જ્ઞાન પ્રથમ અવશ્ય મેળવવું.

## સારાંશ પ્રશ્નો

આત્માના ગુણો? જડના ગુણો? ધર્માસ્તિકાયનો ગુણ? અધર્માસ્તિકાયનો ગુણ? આકાશનો ગુણ? કાળનો ગુણ? પુન્ય એટલે શું? પાપ એટલે શું? આશ્રવ એટલે શું? સંવર એટલે શું? બંધ એટલે શું? નિર્જરા એટલે શું? દ્રવ્યમોક્ષ એટલે શું? ભાવમોક્ષ એટલે શું? પ્રથમ કોને જાણવો?

# પાઠ ૧૫ મો

## પ્રેમ અને પરોપકાર

કોઈપણ જાતના સ્વાર્થ વગર સર્વ જીવ તરફ સમાન દૃષ્ટિ રાખી તેમના ભલાને ખાતર મદદ આપવી, ભલું કરવું અને પરમાત્માના માર્ગ તરફ આગળ વધારવા તે પ્રેમનું લક્ષણ છે. જ્યાં સ્વાર્થને અંગે એકબીજાને મદદ કરાય ત્યાં પ્રેમ નથી. પ્રેમ સદા નિઃસ્પૃહ ભાવે આપવાને જ તત્પર રહે છે. તેમાં બદલાની આશા હોતી નથી. બદલાની આશા હોય ત્યાં પ્રેમ ન જ હોય. આપણે તેના ઉપર ઉપકાર કર્યો છે એટલું સામો મનુષ્ય જાણે. આપણો ઉપકાર માને, આટલી પણ ઇચ્છા હોય ત્યાં પ્રેમ દૂષિત થયેલો સમજવો. પ્રેમની લાગણીથી જો મોટામાં મોટો ઉપકાર બીજા ઉપર કર્યો હોય છતાં તે સામો માણસ જિંદગીપર્યંત તેની પાસે ન આવે અથવા કાંઈ બદલો ન આપે તો પણ પ્રેમી આત્માના મનમાં તેના માટે જરા પણ ઓછું આવવાનું જ નહિ. તેમ તે સંબંધી વાત પણ તે બીજા આગળ બદલાની આશા માટે કે તેની કૃતઘ્નતા માટે કરવાનો જ નહિ. પ્રેમમાં નાત, જાત, સગાં, સંબંધી, દેશી, પરદેશી આદિના પ્રતિબંધો હોય જ નહિ. પ્રેમી આખા વિશ્વને પોતાના અંગત મનુષ્યોની માફક ચાહે છે, શત્રુ-મિત્ર-ભાવ તેના હૃદયમાંથી નીકળી ગયેલો જ હોય છે. પ્રેમી એક પરમાત્માની જ પ્રાર્થના કરે છે. પોતાના દુઃખો કે લાગણીઓ

સંબંધી હકીકતો પરમાત્મા આગળ રજૂ કરે છે, કુદરતમાંથી જે પ્રત્યુત્તર મળે છે તેનો આનાકાની વિના આદરપૂર્વક સ્વીકાર કરે છે. પ્રેમની આગળ લાગવગ વાપરવાની જરૂર જ નથી. પોતાનું કે પારકું એવો ભેદ પ્રેમી આગળ હોય જ નહિ. હોય તો તે પ્રેમી જ નથી. પ્રેમી સદા મસ્ત રહે છે, સદા નિર્ભય હોય છે. પ્રેમીનું મૂળ પરમાત્મામાં હોય છે, અને તેનો વિસ્તાર વિશ્વના સર્વ જીવોમાં તે પ્રગટાવે છે. પ્રેમી જેવું પવિત્ર પાત્ર મળવું મુશ્કેલ છે. પ્રેમી આખા વિશ્વના જીવોને પ્રેમથી ચાહે છે. સર્વનું ભલું કરવું તે તેનો મુદ્રાલેખ હોય છે, પોતે કષ્ટ સહન કરીને પણ બીજાનું ભલું કરે છે. તે કાર્ય કોઈની પણ જાણમાં આવે તેમ તેઓ ઇચ્છતા નથી. પ્રેમીઓ પરમાત્માને પિછાણનાર હોય છે. પરમાત્માની મહાન શક્તિઓ તેના પ્રેમ ગુણને લઈ તેમાં પ્રગટ થયેલી હોય છે. આત્માને જાણ્યા અને અનુભવ્યા વિના પ્રેમી થઈ શકાતું નથી, પરોપકારી તો થઈ શકાય છે. જેમણે વિશ્વની સાથે પ્રેમ બાંધ્યો છે, જે પોતાના આત્મા સમાન વિશ્વને જાણે છે તે જ ખરા પ્રેમી મહાત્મા છે.

આવા પ્રેમની શક્તિ પોતાનામાં પ્રગટ ન થઈ હોય ત્યાં સુધી મનુષ્યોએ પરોપકારી જીવન ગાળવું જોઇએ. પરને ઉપકાર કરવો અને પ્રત્યક્ષ રીતે તેની પાસેથી બદલાની આશા ન રાખવી તે પરોપકારનું લક્ષણ છે. પરોપકારમાં ઉંચા પ્રકારનું પણ અંદરખાનેથી માન હોય છે. પ્રેમની અપેક્ષાએ પરોપકારનો દરજ્જો ઉતરતો છે છતાં એકલપેટા સ્વાર્થી જીવોની

અપેક્ષાએ તો પરોપકારનો દરજ્જો ઘણો ઊંચો છે. પરોપકારી મનુષ્ય પોતાના સ્વાર્થને જતો કરે છે ખરો છતાં ઊંડાણમાં તેનું સારું પરિણામ આવવાથી સુંદર આશા તો હોય છે, પણ પરોપકારી જીવન તેને ધીમે ધીમે પ્રેમ તરફ લઈ જાય છે પરોપકારીમાં પોતે કરેલા પરોપકારથી પોતાના ભાવિ કલ્યાણની સુંદર આશા હોય છે પણ તે ચાલુ સ્થિતિમાં તો ઉત્તમ જ ગણાય.

પોતાનું પેટ તો કાગડા અને કૂતરાઓ પણ ભરે છે. પણ બીજાના દુઃખને દૂર કરવામાં પોતાના જીવનનો ભોગ આપનારા થોડા જ હોય છે. મહાન પુરુષો કહે છે કે તમારી શક્તિ અનુસાર બીજાને તમે મદદ કરો, તેથી તમારે જોઈતી મદદ તમારાથી ઉચ્ચ શક્તિવાળાઓ તમને પૂરી પાડશે. તમે પૂર્ણ નથી તેમ ઇચ્છા કે જરૂરિયાત વિનાના પણ તમે નથી. એ માટે જ બીજાની ઇચ્છાઓ કે જરૂરિયાતો પૂરી પાડો, તેથી તમારી ઇચ્છાઓ કે જરૂરિયાતો પણ પૂરી પાડવામાં આવશે.

મનુષ્યોએ એવો વિચાર ન કરવો કે અમારી પાસે કાંઈ સાધન કે શક્તિ નથી તેથી બીજાને કેવી રીતે મદદ કરીએ? તમારી પાસે જે સાધન કે જેટલી શક્તિ હોય તેમાંથી થોડું, તેમાંથી પણ થોડું ખરી જરૂરિયાતવાળાને તમે આપો. તમે કૂવા કે તળાવો નવાં ખોદાવી ન શકો કે પાણી પાવાની પરબો બંધાવી ન શકો એ વાત ખરી, પણ ખરી તૃષાવાળાને પાણીનો એક લોટો તો પાઈ શકો જ.

તમે દાનશાળાઓ બ ધાવી ન શકો તો પણ અશક્ત જીવોને રોટલાનો કટકો તો આપી શકો જ, તમે ધર્મશાળાઓ બંધાવી ન શકો તો પણ એક ટાઢથી ધ્રૂજતા કે તાપથી બળતા અથવા વરસાદથી ભીંજાતા મનુષ્યને સૂવા, બેસવા, કે ઊભા રહેવાને તમારો ઓટલો તો આપી શકો જ. તમે દર્દીઓ માટે દવાખાનાંઓ કદાચ ન ખોલી શકો, પણ કાંઈ સાધન વગરના, રોગથી પીડાયેલા તમારા પાડોશીને દવા તો લાવી આપી શકો જ અથવા સૂંઠ, મરી, પીપર, કરીયાતું કે ચૂરણ જેવી સામાન્ય ચીજ તો આપી શકો જ. તમે સામા મનુષ્યોનાં દુઃખ દૂર ન પણ કરી શકો, છતાં મીઠા શબ્દોમાં દિલાસો તો આપી શકો જ. દુઃખમાં ડૂબેલા મનુષ્યને રાહત આપવાને દિલાસો પણ અર્ધું દુઃખ દૂર કરી શકે છે. ધર્મનાં મોટાં ભાષણો ભલે તમે ન આપી શકો, છતાં પણ ગુરુ-મહારાજ પાસેથી સાંભળેલી ધર્મ સંબંધી હકીકત બીજાને સંભળાવી તો શકો જ. ભૂલા પડેલાને તમે સામે ગામ ન પહોંચાડી શકો. છતાં તે ગામનો રસ્તો તો બતાવી શકો જ.

આ પ્રમાણે નાના નાના ઉપકારનાં કામો કરવાની ટેવ રાખવાથી તમારામાં છેવટે મહાન કાર્ય કરવાની શક્તિ પણ પ્રગટ થશે. પરોપકાર પોતે ન કરી શકો તો જે પરોપકાર કરનારા હોય તેમની સાથે આ દુઃખી જીવોનો મેળાપ કરાવી આપવો. જેનામા આપવાની શક્તિ છે તેને મદદ લેવા-વાળા મળતા નથી, મદદની જેને જરૂર છે તેને મદદ આપ-નાર મળતા નથી. તેનો મેળાપ કરાવી આપવો તે પણ પરોપકાર છે.

દરેક મનુષ્યે સવારમાં ઊઠીને એક એવો નિયમ લેવો જ જોઇએ કે આખા દિવસમાં હું પરોપકારનું એક પણ કાર્ય કર્યા સિવાય રહીશ નહિ. આમ કરવાથી પરોપકાર કરવાની ઘણી તકો તમારા હાથમાં આવશે. વળી દરેક ક્ષણે તમારી મનોવૃત્તિઓ પરોપકાર કરવા તરફ જાગૃત રહેશે. પરોપકારી જીવન ગુજારનાર તરફ મહાન પુરુષોના આશીર્વાદ ઉતર્યા વિના રહેતા નથી તેનું હૃદય નિર્મળ અને નિરભિમાની બને છે, તેને લઈ ઉચ્ચ ભૂમિકાની લાયકાત તેનામાં પ્રગટે છે. સત્તામાં છુપાઈ રહેલી આત્માની અનંત શક્તિઓ પરોપકાર કરવાથી બહાર આવે છે, છેવટે તે દુનિયાના ઉદ્ધારક એક મહાન પુરુષની કોટિમાં આવે છે. તે પ્રસંગે પરોપકારને બદલે તેનામાં પ્રેમના શાંત ઝરણાંઓ વહેવા માંડે છે, તે પ્રેમી બને છે. છેવટે પરમાત્માની સાથે એકતા પામવા રૂપ પોતાની આત્મશક્તિઓ પ્રગટ કરે છે, પરમશાંતિ પામે છે, આ સર્વ પરોપકારી અને પ્રેમી જીવન ગુજારવાનું પરિણામ છે.

## સારાંશ પ્રશ્નો

પ્રેમ કોને કહેવો ? પ્રેમ કોની અંદર પ્રગટે છે ? પ્રેમના અભાવે શું કરવું ? પરોપકાર કોને કહેવો ? પરોપકાર કરતાં પ્રેમ શા માટે સારો છે ? પરોપકાર કરવાથી શો લાભ થાય ? મનુષ્યોએ કેવા વિચારો ન કરવા ? સવારમાં ઉઠી શાનો નિયમ લેવો ?

# પાઠ ૧૬ મો

## તીર્થયાત્રા–સ્થાવર તીર્થ

જેની મદદથી અથવા જે નિમિત્તથી તરીએ તે તીર્થ કહેવાય. આત્માની અનંત શક્તિ પ્રગટ કરવામાં મદદગાર સાધન–તે તીર્થ કહેવાય છે. તીર્થ બે પ્રકારનાં છે. સ્થાવર અને જંગમ અથવા દ્રવ્યતીર્થ અને ભાળતીર્થ. જે સ્થિર રહે તે સ્થાવર તીર્થ. આ સ્થાવર તીર્થમાં દ્રવ્યતીર્થનો સમાવેશ છે, અથવા તેનું જ એક રૂપાંતર બીજું નામ છે.

મહાન તીર્થંકરદેવ આદિ પુરુષનાં જ્યાં જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ થયેલાં હોય તે સ્થળની ભૂમિને સ્થાવર તીર્થ કહે છે. જે સ્થળે અનેક મહાપુરુષોએ તપશ્ચર્યા કરી હોય, ધ્યાન કર્યું હોય, આત્માનું પૂર્ણ જ્ઞાન પ્રગટ કર્યું હોય, તે ભૂમિનું વાતાવરણ બહુ જ પવિત્ર બનેલું હોય છે. તે પૃથ્વીનો સ્પર્શ કરતાં હૃદયમાં શાંતિ પ્રગટે છે, તે સ્થળની વાતો સાંભળતાં હૃદય ઉલ્લાસ પામે છે. તે મહાન પુરુષોનાં જીવનચરિત્રો યાદ કરતાં અપૂર્વ શકિત પ્રગટે છે. તેમના જેવી સ્થિતિ પ્રગટ કરવા મન ઉત્સૂક થાય છે. જીવોમાં બીજાનું અનુકરણ કરવાની ટેવ હોય છે તે આ નિમિત્તથી સફળ થાય છે. મન તેમના જેવા થવા માટે પુરુષાર્થ કરે છે. આ પુરુષાર્થથી મનમાં કોઈ અજાયબી થાય તેવો ફેરફાર થાય છે. આવા પવિત્ર સ્થળે

આવીને તે મહાન્ પુરુષોના જીવનનું સ્મરણ કરતાં મોહમાં ફસાયેલા, પરિગ્રહમાં ગૂંચાયેલા અને વિષયોમાં ડૂબેલા મનુષ્યો પણ ખરા વૈરાગી બને છે, નિર્મોહી થાય છે અને નિઃસ્પૃહ બનીને આત્માની મહાન શક્તિ પ્રગટ કરવા પ્રયત્ન કરે છે. આ સર્વ તીર્થના નિમિત્ત કારણથી બને છે યા બનવા સંભવ છે. તીર્થે જવા માટે આ સિવાય બીજો હેતુ શો હોઈ શકે ?

ઉપાધિથી ભરપૂર વ્યવહારમાં ગૂંચવાયેલા ગૃહસ્થોએ વખત મેળવીને યાત્રાર્થે જવું જોઈએ. પણ તીર્થે જવાનો હેતુ જરા પણ ભુલવો ન જોઈએ. પવિત્ર થવા, શાંતિ મેળવવા અને આત્મજ્ઞાનમાં વધારો કરવા માટે જ તીર્થમાં જવાનું છે. મોજશોખ માટે કે પાંચ મિત્રો એકઠા થઈ ઉજાણી કરવા જવું એ તીર્થે જવાનો ઉદ્દેશ નથી. તીર્થમાં જઇને બને તેવી પણ તપશ્ચર્યા કરવી, બ્રહ્મચર્ય પાળવું, પરમાત્માના નામનો જાપ કરવો, દાન દેવું, પૂજા કરવી, ધ્યાન કરવું, ગુર્વાદિને મેળવીને તેમની પાસેથી પોતાનું કર્તવ્ય જાણવું અને તત્ત્વજ્ઞાન મેળવવું. જેટલા દિવસ તીર્થમાં રહો તેટલા દિવસ તે પ્રમાણે વર્તવું અને ઘેર આવ્યા પછી નિયમિત રીતે તે તત્ત્વજ્ઞાન આદિમાં આદર રાખવો.

તીર્થભૂમિમાં જઈને લાડુ આદિ, માદક ખોરાક ન લેવો. અનેક મનુષ્યોનો સમાગમ ત્યાં થાય તેને લઈ કોઈની

સારી નઠારી વાતો સાંભળી કોઈની નિંદામાં ન ઉતરવું. ઊંઘવામાં બહુ વખત ન કાઢવો. આળસ કે પ્રમાદમાં નકામો વખત જવા ન દેવો. તીર્થભૂમિમાં જઈને સત્પુરુષોની સોબત કરવી. સત્ નામ આત્માનું છે અથવા સત્ નામ આત્મશ્રદ્ધાનું છે. તેવા શ્રદ્ધાળુ મનુષ્યોની સોબત કરવી. ગુર્વાદિ પાસે જ્ઞાન ધ્યાનનો વિચાર કરવો. એકાંત સ્થળે બેસી પરમાત્માના નામનો જાપ કરવો, શાંત સ્થળે બેસી પરમાત્માનું ધ્યાન કરવું.

તીર્થભૂમિ તે પવિત્ર જમીન છે. તે કાંઈ જ્વલંત જ્ઞાનમૂર્તિ જીવંત પ્રભુ નથી. તીર્થભૂમિ એક સારું નિમિત્ત છે. તે તીર્થમાં જઈને લાભ મેળવવાનો છે. તે લાભ તો આપણા હૃદયમાં પ્રગટ થવાનો, એટલે પ્રથમ હૃદયને જાગૃત કરવું જોઈએ. તે જાગૃતિ આ તીર્થસ્થાનમાં રહીને જે મહાન્ પુરુષોએ જ્ઞાન, ધ્યાન, તપશ્ચર્યા, શુદ્ધ સંયમ આદિ આરાધન કરેલું હોય તેમના ઉચ્ચ અને પવિત્ર જીવનો યાદ કરવાથી થાય છે. તે મહાન પુરુષોનાં જીવન-ચરિત્રનું સ્મરણ કરવાથી આપણું હૃદય ઉત્તેજિત થાય છે અને તે પ્રમાણે વર્તન કરવાથી તીર્થયાત્રાનો લાભ આપણને બરોબર મળે છે.

## સારાંશ પ્રશ્નો

તીર્થ કોને કહેવું ? તીર્થના ભેદો ? તીર્થમાં જઈને શું કરવું ? તીર્થે જવાનો હેતુ શો ? તીર્થભૂમિ શું છે ? લાભ ક્યાંથી પ્રગટે છે ?

# પાઠ ૧૭ મો

## તીર્થયાત્રા–જંગમ તીર્થ

જંગમ તીર્થ એટલે હાલતું–ચાલતું, બોલતું તીર્થ. આ તીર્થમાં તીર્થંકર દેવથી લઈ સામાન્ય ગુરુ–સાધુ વર્ગનો સમાવેશ થાય છે. આ તીર્થ તે હાલતું કલ્પવૃક્ષ છે. કલ્પવૃક્ષ જેમ માગનારને ઇચ્છિત ફળ આપે છે, છતાં તેની પાસે જનારને જ ફળ આપે છે, ત્યારે આ સાક્ષાત જંગમ કલ્પવૃક્ષ તુલ્ય જ્ઞાની પુરુષો તો સામા જઈને ગામોગામ ફરીને જીવોને જાગૃત કરે છે, અને જન્મ–મરણ દૂર થઈ પરમ શાંતિ મળે તેટલી હદ સુધીનો લાભ આપે છે. કલ્પવૃક્ષ તો આ લોકમાં સુખ મળે તેવો લાભ આપે છે એટલે કલ્પવૃક્ષથી પણ જંગમ તીર્થ અધિક છે.

મનુષ્યોને ઘણે સ્થળે આત્મલક્ષવાળા અને આત્મ-જાગૃતિવાળા તથા સંયમમાર્ગમાં વિશેષ ગતિવાળા ગુરુઓનો સમાગમ મળવો મુશ્કેલ છે, અને આવી આત્મજાગૃતિ વિનાના કહેવાતા જંગમ તીર્થરૂપ સાધુઓથી આત્મસ્વરૂપનો લાભ ન જ મળે. તે જંગમ તીર્થ સ્વરુપ મહાન ગુરુઓ નિઃસ્પૃહ હોય છે, નિર્લોભી હોય છે, પોતાનો અને પરનો ઉદ્ધાર થાય તે તેઓનું લક્ષ હોય છે. તેઓ દુનિયાદારીના ઝઘડામાં પડતા નથી, ઇન્દ્રિયોને દમે છે, મનને કબજે રાખે

છે, જ્ઞાન-ધ્યાનમાં સદા તત્પર રહે છે, દયાના તો ભંડાર હોય છે, ક્ષમામાં સમુદ્ર સાથે સરખાવી શકાય, સરળતામાં નાના આનંદી બાળકો જ જોઈ લ્યો. અભિમાન તો તેનાથી દૂર જ ચાલ્યું ગયું હોય છે. ભગવાન મહાવીર દેવને અજાણ્યા લોકો પૂછતા કે, 'તમે કોણ છો ?' તેઓશ્રી ઉત્તર આપતા કે 'હું ભિક્ષુક છું.' આવી મહાન્ શક્તિ હોવા છતાં અભિમાનરહિત જ મહાન્ પુરુષો હોય છે, તેઓ સદા પરમાત્માના માર્ગમાં ચાલવાવાળા હોય છે.

આવા જંગમ તીર્થની પાસે જવું જોઇએ. તીર્થભૂમિમાં જવાનો પ્રસંગ આવે ત્યારે પ્રથમ આવા જ્ઞાનીઓની શોધ કરવી જોઇએ. અરે ! સ્વાભાવિક રીતે પણ આવા ગુરુઓના દર્શન અર્થે જવું જોઇએ. આ પણ જંગમ તીર્થ તીર્થરૂપ હોવાથી તેમના દર્શનાર્થે જવું તે પણ યાત્રા છે. આ જંગમ તીર્થ જીવતું-જાગતું હોવાથી જવાબ આપી આપણા સંશયો ટાળનાર છે સન્માર્ગ બનાવનાર છે. કેમકે તેઓ આત્મજ્ઞાનના માર્ગે ચાલનારા છે પરમાત્માનો માર્ગ તેમણે થોડે ઘણે અંશે જોયેલો હોય છે, જેણે માર્ગ જોયો હોય તે જ માર્ગ બતાવી શકે. દીવાથી જ દીવો થાય. તીર્થભૂમિમાં તેમનો મેળાપ થાય તો ત્યાં રહીએ ત્યાં સુધી તેમનો સમાગમ રાખવો જોઇએ ત્યાં ન હોય તો જે સ્થળે એવા પુરુષો હોય ત્યાં જવું જોઇએ તમની પાસે જઇને પોતાનું કલ્યાણ કેમ થાય તે સંબંધી વાર્તાલાપ કરવો. જરૂરિયાતની બાબતો પૂછયા પછી તેમનો અમૂલ્ય વખત નકામો ન લેવો. તેમના કહેવા

પ્રમાણે કરવામાં આપણે આપણો વખત કામે લગાડવો અને તેમને તેમના કાર્યમાં જોડાવા દેવા. તેઓના વખતનો નકામો ભોગ લેવાથી તેઓ આગળ વધતા અટકે છે. તેથી તેમને અને સમાજને આપણે નુકસાન કરી છીએ. તેમની પાસે વ્યવહારની, ખટપટની, એકબીજાની તોડદોડની કે નિંદા-કૂથલીની વાતો ન જ કરવી. કેવળ ધર્મને લગતી બાબતો પૂછવી. તેમાં પણ વિશેષ પ્રકારે આત્માને લગતી અથવા પોતે વર્તનમાં મૂકી શકે તેવી ઉપયોગી બાબતો પૂછવી. અને પૂછી રહ્યા પછી તરત જ ત્યાંથી ખસી જવું જોઇએ. તેમજ તેમને કાંઈ જરૂરિયાત હોય તેવી સંયમને અનુકૂળ બાબતોની સગવડ કરી આપવી જોઈએ એ ગૃહસ્થોનું ઉત્તમ કર્તવ્ય છે. તેમ કરવાથી બન્નેને લાભ છે. આ સગવડની મદદથી તેઓ આગળ વધે છે. આગળ વધીને દુનિયાના જીવોને આગળ વધારવા પોતાનું બળ વાપરે છે. પોતાની શક્તિનો ઉપયોગ ઉપદેશ દ્વારા તેઓ પ્રસંગે કરતા રહે છે.

આ મહાત્માઓ સાક્ષાત્ તીર્થસ્વરૂપ છે. તેમના ઉપદેશથી તરાય છે. તે પ્રભુના માર્ગમાં ચાલનારા છે. તે જ ખરો માર્ગ બતાવી શકે.

આ જંગમ તીર્થમાં તીર્થંકરદેવ, ગણધર, આચાર્ય, મુનિઓ અને સાધ્વીજીનો સમાવેશ થાય છે. સ્થાવર તીર્થમાં તીર્થંકરોની જન્મભૂમિ, દીક્ષાના સ્થાનો, કેવળ જ્ઞાન ઉત્પત્તિના ઠેકાણાં અને નિર્વાણ પામ્યા હોય તે સ્થળોનો

મુખ્યતાએ સમાવેશ થાય છે. આ સ્થાવર તીર્થમાં તીર્થંકરોનાં નિર્વાણસ્થાનો, અષ્ટાપદનો પહાડ, શિખરજીનો પહાડ, ગિરનારજીનો પહાડ, પાવાપુરી અને ચંપાપુરી વિગેરે છે. તે સિવાય પણ તીર્થંકરદેવના ચરણરજથી પવિત્ર થયેલી ભૂમિ અને સામાન્ય મુનિઓનાં જ્ઞાન, ધ્યાન, અને નિર્વાણનાં સ્થાનો પણ તીર્થ તરીકે ગણાય છે. જેમ કે સિદ્ધાચળજીનો પહાડ, તાલધ્વજગિરિ, હસ્તગિરિ, આબુ-ગિરિ, તારંગાજી વિગેરેનો સમાવેશ થાય છે આ બન્ને સ્થાવર-જંગમ તીર્થો જીવોને ઉપકારી છે. સ્થાવર તીર્થ કરતાં જંગમ તીર્થ વિશેષ ઉપકારી છે. જયાં જેવી સગવડ ત્યાં તેનો લાભ લેવા ચૂકવું નહિ.

## સારાંશ પ્રશ્નો

જંગમ તીર્થ એટલે શું ? કેવા જંગમ તીર્થથી લાભ થાય ? જંગમ તીર્થની જરૂરિયાત શા માટે ? જંગમ તીર્થ પાસે જઈ શું કરવું ? જંગમ તીર્થમાં કોનો સમાવેશ થાય છે ? સ્થાવર તીર્થો કયાં કયાં ? બન્ને તીર્થોમાં આપણને વિશેષ ઉપકારી કોણ ?

# પાઠ ૧૮ મો

## આદર્શ જીવન ત્યાગમાર્ગ

આરીસાની માફક નિર્મળ, ડાઘ વગરનું પવિત્ર જીવન તે આદર્શ જીવન કહેવાય છે. આવાં પવિત્ર જીવનો અનુકરણ કરવાને યોગ્ય હોય છે. જેમ કોઈ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ સન્મુખ રખીને કારીગરો તેના જેવી વસ્તુ તે ઉપરથી બનાવે છે તેમ મહાન્ પુરુષોનું પવિત્ર જીવન સન્મુખ રાખી તેના જેવા પવિત્ર થવાને તેની માફક વર્તન કરે છે. આ આદર્શ જીવનો આપણા માટે ઉપયોગી છે.

પરમાત્માના પૂર્ણ સ્વરૂપમાં પહોંચવા માટે બે માર્ગ છે. એક નજીકનો માર્ગ છે છતાં તે બહુ વિકટ છે, દુર્ગમ છે. બીજો માર્ગ સરળ છે, છતાં તે ઘણો લાંબો છે. આ નજીકનો માર્ગ તે આદર્શ પુરુષોએ સેવેલો ત્યાગમાર્ગ છે. દૂરનો માર્ગ તે ગૃહસ્થધર્મ છે. ત્યાગમાર્ગનો અર્થ એ થાય છે કે આત્મભાવમાં જાગૃત થઈ, બહારના પદાર્થોમાં ફેલાયેલી આત્મશક્તિને એક સ્થાનમાં એકઠી કરવી. અર્થાત્ આત્માએ આત્મા સિવાયના સર્વ પદાર્થોનો ત્યાગ કરીને પોતે પોતામાં સમાઇને રહેવું. આ માર્ગ ઘણો નજીકનો છે. વિકટ એટલા માટે કહેવામાં આવે છે કે તે માર્ગમાં સર્વસ્વનો ત્યાગ કરવો પડે છે. પોતાની

માલિકી સર્વ વસ્તુ ઉપરથી કાઢી નાખવી પડે છે. લાંબા વખતના સંસ્કારથી તેમ કરવું જીવને મુશ્કેલ પડે છે.

આ ત્યાગમાર્ગમાં ચાલનાર જીવની દરેક પ્રવૃત્તિ આત્મા તરફના વલણવાળી જ હોય છે, પ્રવૃત્તિ કે નિવૃત્તિના દરેક પ્રસંગમાં આત્મભાનના જ ભણકારા વાગે છે. તેના જીવનના દરેક ભાગમાં આત્માના જ યશોગાન ગવાતાં હોય છે. શરીરના ધર્મને મદદ કરનારી પ્રવૃત્તિવાળાનું જીવન પણ આત્મલક્ષથી રંગાયેલું જ હોય છે. શારીરિક ઉપભોગના સાધનોમા પણ આત્મભાનની જ સુગંધ ઊછળતી હોય છે.

પરમાત્માના માર્ગના પ્રવાસી આત્મા પોતાના દેહાદિકના પોષણ અર્થે પરના પ્રાણનો નાશ કરતો નથી, તેને કોઈ સાથે વેર–વિરોધ હોતો નથી. આ વિશ્વના આત્માને તે પોતાના તુલ્ય જ માને છે. તે સર્વ દેહમાં સત્તાગત રહેલ પરમાત્માને જ નિહાળે છે. તે સદા સત્ય બોલે છે. કોઇની કોઈ પણ ચીજ માલિકની રજાથી જ લે છે. કાયમ દૃઢ બ્રહ્મચર્ય પાળે છે. મનના વિકારોને તાબે રાખે છે. કોઈ પણ બહારની વસ્તુ તેના મોહ કે મમત્વનું સ્થાન હોતી નથી. અપરાધ કરનારને પણ તે ક્ષમા આપે છે. પોતાની પાસે આવવાનો ક્રોધને અવકાશ આપતો નથી. અન્યના ક્લેશોને પણ પોતાની શક્તિથી શાંત કરે છે. અહંકારને

તે અવકાશ આપતો જ નથી. માન આપનાર કે અપમાન કરનાર બન્નેમાં સમદષ્ટિ રાખે છે. તેને મન નિંદા કરનાર અને વંદન કરનાર બન્ને સરખા છે સોનું અને પથ્થર બન્ને તરફ સમાન દૃષ્ટિ હોય છે. નિર્દોષ સરળ સ્વભાવ સ્વાભાવિક જ હોય છે. છળ–પ્રપંચ સમજે તો ખરો, પણ તેનો ઉપયોગ ન કરે જે વસ્તુ જે કાળે આવી મળે, પછી તે ઈષ્ટ હોય કે અનિષ્ટ હોય; છતાં તેમાં જ સંતોષ માને ભવિષ્યની ચિંતા રાખીને સંચય ન કરે. પરમાત્મા અને પોતાના ભાગ્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય તેમાંથી જે આવી મળે તેનો આનંદથી સ્વીકાર કરે, પોતા પાસેથી કીંમતી ચીજ પણ ખરી જરૂરિયાતવાળાને આપી દેતાં આંચકો ન ખાય, તેનામાં પ્રેમ હોય છે, પણ રાગ નથી હોતો. સર્વ જીવોનું ભલું ઇચ્છે પણ દ્વેષ ન કરે. ઉપેક્ષા કરે, પણ ક્લેશ વધારે નહિ. જૂઠું આળ ન આપે. પણ ગુણની પ્રશંસા કરે. ચાડી-ચુગલી ન કરે, પણ તે ગુણાનુરાગી હોય. સુખ–દુઃખ બન્ને પ્રસંગે હર્ષ–શોક ન કરે. ધર્મ કથા કરે, વિકથાનો ત્યાગ કરે. પોતે કોઈ ઉપર તપી ન જાય, પણ તપશ્ચર્યા તો કરે. શરીરની શુશ્રૂષા ન કરો, છતાં મનાદિકને પવિત્ર રાખે સર્વ જીવને પ્રેમથી ચાહે, યથાયોગ્ય વિનય કરે. હાલતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં, સૂતાં, ઊભો રહેતાં કોઈ પણ જીવને પોતા તરફથી દુઃખ ન થાય તેની સંભાળ રાખે. કોઇને અપ્રીતિ કે દુઃખ થાય તેવી ભાષા ન બોલે. અભિ-માનથી કોઇનો તિરસ્કાર ન કરે. શરીરના પોષણ માટે

નિર્દોષ આહાર લે, છતાં શરીર ઉપર મમત્વ ન રાખે. દેહ, ઇંદ્રિય આદિને દમે ખરો, પણ તેની ઉપર દ્વેષ ન હોય. મનમાં અશુભ વિકલ્પો ઉઠવા ન દે, છતાં સારા સારા વિચારો આત્મજાગૃતિપૂર્વક કરે. જરૂર પડતાં મૌનપણે રહે અને મનના સંકલ્પોને આત્મઉપયોગથી શાંત કરે. નિર્વિચાર સ્થિતિમાં મનને લાવી આત્મઉપયોગમાં સ્થિરતા કરે. ધ્યાન પણ કરે અને મનને સ્થિર પણ રાખે આહાર થોડો લે અને વિશેષ જાગૃતિ રાખે. થોડું ઊંઘે અને ઘણું જાગે. મનુષ્યોનો પરિચય કરે તો પણ તે તેના ભલા માટે જ. ઉપદેશ આપે તો પણ સામાના કલ્યાણ અર્થે જ. એકાંતવાસ સેવે તે પણ આત્માના લાભની જ ખાતર. ક્ષણે ક્ષણે સંસારનું વિસ્મરણ અને આત્મઉપયોગની જાગૃતિ રાખે. સર્વને પ્રેમથી મળે પણ ગર્વથી અતડો ન રહે અશુદ્ધ તથા અશુભને તોડવા પ્રવૃત્તિ કરે અને શુદ્ધને મેળવવા નિવૃત્તિ પણ કરે. અન્યને આત્મજાગૃતિ આપવા પુરુષાર્થ કરે. અને પોતાની આત્મસ્થિતિ ટકાવી રાખવા નિવૃત્તિ પણ કરે. શુભાશુભ મળ કાઢવા પ્રવૃત્તિ કરે, પણ પૂર્ણ સ્વરૂપ પ્રગટ કરવા નિવૃત્તિ કરે.

પ્રભુમાર્ગના પથિક સાધુ–સાધ્વીઓનું જીવન આ પ્રમાણેનું આદર્શમય હોય છે પરમાત્માની સાથે એકતા કરવાનો આ માર્ગ ઘણો નજીકનો છે, તેમ વિકટ પણ તેટલો જ છે. કેમકે દુનિયામાં પ્રવૃત્તિ કરાવનાર અને તેમાં જ

ટકાવી રાખનાર જીવન તે હું પણાનું અભિમાન છે, તેનો આ માર્ગમાં નાશ કરવો પડે છે અને તેને માટે આ જીવન પરમાત્માને અથવા જ્ઞાની ગુરુને સ્વાધીન કરવું પડે છે. તેની પરાધિનતા સ્વીકારવી પડે છે. આ હુંપણાનું અભિમાન મૂકવું અને ગુરુ દેવાદિની પરાધિનતા સ્વીકારવી આ જીવને બહુ જ કઠણ પડે છે. વાસનાથી ભરેલું જીવન તેમ કરવા ઇચ્છતું નથી; છતાં પરમ શાંતિ ઇચ્છિનાર જીવોને તો ગમે તેમ કરીને પણ આદર્શમય જીવનનો સ્વીકાર કરવા સિવાય છૂટકો જ નથી. તેને માટે બીજો ઉપાય જ નથી.

## સારાંશ પ્રશ્નો

આદર્શ જીવન કોને કહેવું ? આદર્શ જીવનનો ઉપયોગ શો ? પરમાત્મ સ્વરૂપ મેળવવા નજીકનો માર્ગ કયો ? ત્યાગમાર્ગ એટલે શું ? ત્યાગમાર્ગ કઠણ શા કારણથી લાગે છે ? પ્રવૃત્તિ શા માટે કરવી ? નિવૃત્તિ શા માટે કરવી ? પરમાત્માને અથવા ગુરુને શા માટે જીવન અર્પણ કરવું ?

# પાઠ ૧૯ મો

## ગૃહસ્થોનું કર્તવ્ય

આ માર્ગ આદર્શમય જીવનવાળા ત્યાગમાર્ગ કરતાં સહેલો તો ખરો, પણ ધારેલા સ્થાને પર લાંબા વખતે પહોંચાય તેવો લાંબો છે, બાળજીવો આ માર્ગે ધીમે ધીમે ચાલે છે. બાળજીવો એટલે નાના બાળકો એ અર્થ અહીં ન કરવો પણ થોડા જ્ઞાનવાળા થોડી શક્તિવાળા, આ માર્ગમાં થોડો પુરુષાર્થ કરનારા, અને કર્મના વધારે બોજાવાળા સમજવા.

વિશેષ ડહાપણવાળું દુનિયાનું જ્ઞાન તો હોય છતાં આત્મા સંબંધી જ્ઞાન વિશેષ ન હોય, શરીરની શક્તિ વિશેષ હોય છતાં પરમાત્માના માર્ગમાં તેનો વિશેષ ઉપયોગ ન કરતા હોય અને વિવિધ પ્રકારની આશા-ઇચ્છા તૃષ્ણાનો બોજો વિશેષ હોય, આ બાળજીવો ગણાય છે. આ જીવોને આત્મા ઉપર પ્રીતિ થોડી તો હોય છે, પરમાત્માના માર્ગમાં ચાલવાનો થોડો પ્રયત્ન કરતા હોય છે. તે અપેક્ષાએ તેમને બાળપંડિત કહેલા છે. આ જીવોના ધાર્મિક જીવનને દેશસંયમ પણ કહે છે, કારણ કે તેઓ સાંસારિક આશ્રવવાળું જીવન ગુજારવા સાથે પ્રભુના માર્ગમાં ચાલવાની ઇચ્છાવાળા અને પ્રવૃત્તિ કરનારા છે. આ દેશવિરતિ ગૃહસ્થોનું કર્તવ્ય એ છે કે

તેમણે રાત્રિનો છેલ્લો પહોર અથવા છેવટે બે ઘડી રાત્રિ બાકી હોય ત્યારે જાગૃત થવું. નિદ્રા દૂર થાય કે તરત જ પંચપરમેષ્ટિમંત્ર—નમસ્કારમંત્રનું સ્મરણ કરવું બીજા કોઈપણ વિચારો પ્રથમ મનમા પેસી ન જાય તેની સાવચેતી રાખવી. ડાબા કે જમણા જે નસકોરામાંથી પવન ચાલતો હોય તે તરફનો પગ પથારીમાંથી નીચે ઉતરતાં પ્રથમ નીચે મૂકવો. જો બન્ને નસકોરાઓમાં સ્વર સાથે ચાલતો હોય તો પથારીમાં જ બેસીને પરમાત્માંનુ સ્મરણ કરવું. પણ બીજા કોઈ કામમાં જોડાવું નહિ. નહિતર તે કાર્યમાં અવશ્ય નુકસાન થયા વિના રહેવાનું જ નહિ. શ્વાસ અંદર લેવાનો હોય ત્યારે જ તે પગ પ્રથમ મૂકીને નીચે ઉતરવું અથવા કોઈ પણ કાર્ય પ્રસંગમાં પણ તેમજ કરવું આ ક્રિયા તે દિવસના માટે અને કોઈપણ કાર્યની સિદ્ધિ કરવામાં ઉપયોગી અને સુખદાયી છે

પછી સૂવાનાં વસ્ત્રો બદલી શરીર અશુદ્ધ હોય તો શુદ્ધ કરીને પવિત્ર સ્થળમાં બેસી નવકારમંત્રનું સ્મરણ કરવું. પોતાના ઘરની અંદર એક ઓરડી જેવું પવિત્ર સ્થળ અલગ રાખવું અને દરેક ધર્મકાર્ય તે સ્થળે બેસીને કરવાં. સામાયિક એટલે બે ઘડી પર્યંત સમભાવમાં બેસવાની પ્રતિજ્ઞા કરીને ધ્યાન કરવું. ધ્યાન ન બને તો પરમાત્માના નામનો જાપ કરવો. પછી લીધેલાં વ્રતોમાં કોઈપણ દોષ લાગ્યો હોય તેની શુદ્ધિને અર્થે તથા રાત્રિમાં

લાગેલા દોષોના નિવારણ અર્થે પ્રતિક્રમણ કરવું. પછી ઉત્તમ જિંદગી ગુજારી ગયેલા પોતાના પૂર્વજોને યાદ કરવા. તેમના ઉત્તમ જીવન સાથે પોતાના ચાલુ જીવનનો મુકાબલો કરીને પોતાની ખામીઓ દૂર કરવી. તેમના ઉત્તમ જીવનને યાદ કરી પોતાના ચાલુ જીવનને વિશેષ ઉત્સાહિત કરવું. સારા વિચારો કરવા. હું કોણ છું ? મારું કર્તવ્ય શું છે? મેં શું કર્યું ? હવે મારે શું કરવું ? ઇત્યાદિ પ્રશ્ન પોતે પોતાને પૂછવા. પોતાની નબળાઈ દૂર કરી કોઈ પણ દુર્ગુણને કાઢવા અથવા સદ્‌ગુણને વધારવા માટે દૃઢ નિશ્ચય સાથે પ્રતિજ્ઞા કરવી કે, 'હું આજે જરૂર આ પ્રમાણે વર્તન કરીશ.' ત્યાર પછી દેવના દર્શન કરવા. ગુરુશ્રી ત્યાં હોય તો તેમની પાસે દર્શન કરવા જવું અને ધર્મના વ્યાખ્યાનો સાંભળીને વિશેષ આત્મજાગૃતિ મેળવવી. ગુરુનો વિનય કરવો. પોતાના ધાર્મિક કાર્યમાં કાંઈ પૂછવાનું હોય તો પૂછવું. એક ધર્મ પાળનાર પોતાના સ્વધર્મી બંધુઓમાંથી કોઈ પણ સીદાતો દુઃખી થતો હોય તો શક્તિ અનુસાર તેને મદદ કરવી. બીજા આગળ પણ જરૂર પડતાં મદદ કરાવવી. જો ધર્મમાં મુંઝાતો હોય તો તેની શંકાઓનું સમાધાન કરી યા બીજા આગળ કરાવીને ધર્મમાં ઉત્સાહિત કરવા. ગુરુવર્ગને તેમના સંયમમાર્ગમાં પ્રતિકૂળતા હોય તો અનુકૂળતા કરી આપવી, તેમને અન્ન, પાણી, વસ્ત્ર, પાત્ર, મુકામ આદિની સગવડતા કરી આપવી.

ધર્મમાર્ગમાં પ્રમાદી ગૃહસ્થને ગુરુ વિશેષ જાગૃત

કરે અને ગૃહસ્થ તેમને ધર્મમાર્ગમાં સગવડતા કરી આપે. આમ અન્યોન્ય મદદગાર થાય અને પરમાત્માના માર્ગમાં આગળ વધે.

ગૃહસ્થોએ નીતિને માર્ગે ધન પેદા કરવું. જે વ્યાપારાદિમાં જીવોની હિંસા અને વિશેષ આરંભ ન થતો હોય તેવા માર્ગે આજીવિકા માટે ધન પેદા કરવા પ્રવૃત્તિ કરવી.

પોતાના આશ્રય તળે રહેલાં વૃદ્ધ માતા, પિતા, બહેન, ભાઈ, સ્ત્રી, પુત્રી આદિ સર્વને નીતિના અને ધર્મનાં માર્ગમાં જોડવાં.

ધર્મને બાધ ન આવે તેવો સાત્ત્વિક આહાર કરવો. પોતાને ત્યાં કોઈ સાધુ, સંત કે યાચક આવ્યા હોય તો તેમને થોડામાંથી પણ થોડું આપવું. કોઇનો તિરસ્કાર ન કરવો કે છતી શક્તિએ નિરાશ કરી પાછો ન વાળવો.

ગૃહસ્થે પોતાના ઘરની અંદર નાનું સરખું દેવમંદિર રાખવું જોઇએ. જેથી ઘરના બાળ, ગ્લાન, વૃદ્ધ, અશક્ત મનુષ્યો ધર્મમાર્ગમાં જોડાયેલાં રહે. ઘરમાં પ્રભુભક્તિની જાગૃતિ રહે અને તેમનું કલ્યાણ થાય

ઘરની નજીકમાં ઉપાશ્રય જેવું સ્થન બંધાવી રાખે. જેમાં પોતાના ઘરના મનુષ્યોને ધર્મક્રિયા કરવાની સુગમતા થાય. તેમજ સાધ્વીજી પ્રમુખ ત્યાં રહે, તો તેને લીધે ધર્મમાં આળસુ અને અનાદરવાળા પરિવારને પણ ધર્મ

સાંભળવાથી કે ધર્મક્રિયા જોવાથી ધર્મના માર્ગમાં જોડાવાનું અનુકૂળ થાય.

ગૃહસ્થ પોતાની શક્તિ હોય તો ભગવાનનું મંદિર બંધાવે, ધર્મશાળા બનાવે, ઉપાશ્રય કરાવે, ગરીબ, નિરાધાર આંધળાં, લૂલાં આદિને આશ્રય આપે. તેના દુઃખો દૂર થાય તેની સગવડ કરી આપે. શ્રાવક–શ્રાવિકાઓને ઉપયોગી મદદ કરે, સાધુ–સાધ્વીઓની સારસંભાળ રાખે, માંદાઓની માવજત કરે, જ્ઞાનનાં ઉપયોગી પુસ્તકોનો સંગ્રહ રાખે. બીજાઓને વાંચવામાં ઉપયોગી થાય તેવી ગોઠવણ કરે, પોતાના પુત્ર–પુત્રીઓને સારી કેળવણી આપે, કેળવણી લેવામાં અશક્ત બાળ–બાળિકાને મદદ આપે. નાતજાતના ભેદભાવ વગર સાધારણ રીતે ઉપયોગી ખાતાંઓ, જેવાં કે ધર્મશાળા, દવાખાનાં, વિદ્યાશાળા અને મનુષ્ય તથા પશુ—પક્ષીઓના સંકટ નિવારણ ખાતામાં સખાવત કરે. સખાવતની શરૂઆત પ્રથમ ઘરના આંગણાથી કરવી. પ્રથમ પોતાના અનુયાયી આશ્રિત મનુષ્યો, પછી સંબંધીઓ, ધર્મબંધુઓ, જ્ઞાતિના મનુષ્યો, ગામના લોકો અને દેશવાસી બંધુઓ તથા બહેનોને અનુક્રમે દરેક જાતની મદદ આપવી.

ગૃહસ્થે ત્રણ સંધ્યા, દેવપૂજન, ગુરુવંદન અને બે વખત પ્રતિક્રમણ કરવું. રાત્રિએ ભોજન ન કરવું. માદક અને વિકારને પોષણ આપે તેવો ખોરાક ન લેવો. સાધુ-સંતની સેવા કરવી. તેઓની સોબતમાં વિશેષ આવવું.

બાર વ્રતો ઉચ્ચરવાં. અંત સમયની આરાધના કરવી પરમાત્માનું સ્મરણ કરતાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરવો. સત્ય સમજાયું હોય, ઉત્સાહ વિશેષ જાગૃત થયેલો હોય અને શક્તિ તથા આયુષ્ય બાકી હોય તો સંસારમાર્ગનો વૈરાગ્યબળથી ત્યાગ કરી સાધુજીવન સ્વીકારવું.

### સારાંશ પ્રશ્નો

બાળજીવો કોને કહેવા ? દેશસંયમ કોને કહેવો ? ગૃહસ્થોનું કર્તવ્ય શું ? પથારીમાંથી નીચે ઉતરતાં શું કરવું ? પ્રતિક્રમણ શા માટે કરવું ? પૂર્વજોને શા માટે યાદ કરવા ? ધન કેવી રીતે પેદા કરવું ? ઘરમાં દેવમંદિર શા માટે રાખવું ? ઘરની નજીક ઉપાશ્રય શા માટે રાખવો ? સખાવત કેવા ક્રમથી કરવી ? છેવટની સ્થિતિમાં શું કરવું ?

---

# પાઠ ૨૦ મો

---

## ગૃહસ્થધર્મ–બાર વ્રત

ઇચ્છાઓના–પાપના નિરોધ કરવારૂપ વ્રતો ગૃહસ્થોએ લેવાં જ જોઈએ પાપને આવવાના માર્ગો પ્રથમ રોકવાની બહુ જરૂર છે. જો સર્વથા પાપના માર્ગો ન રોકી શકાય તો થોડા ભાગે પણ તેનો ત્યાગ કરવો. જો બાર વ્રતો ન લઈ શકાય તો ઇચ્છાનુસાર એક, બે, ચાર, કે દશ પણ

વ્રતો લેવાં. જો યાવત્ જીવનપર્યંત ન લઈ શકાય તો થોડા વર્ષ, થોડા મહિના કે થોડા દિવસો સુધી પણ વ્રતો લેવાં. આનું નામ દેશવિરતિ કહેવાય.

શ્રાવકના બાર વ્રતો આ પ્રમાણે છે તેને જ ગૃહસ્થ-ધર્મ કહેવામાં આવે છે. પ્રથમ અહિંસા વ્રત સ્થૂલનો અર્થ એ છે કે મોટી મોટી હિંસાનો ત્યાગ કરવો. જીવના ભેદોની સમજ આગળના પાઠમાં આવી ગઈ છે, તેથી અહીં ટૂંકમાં જ તે કહેવામાં આવે છે. ત્રસ અને સ્થાવર બે પ્રકારના જીવો છે હાલે-ચાલે તે ત્રસ જીવ અને સ્થિર રહે તે સ્થાવર જીવ. બે ઈંદ્રિય, ત્રણ ઈંદ્રિય, ચાર ઈંદ્રિય અને પાંચ ઈંદ્રિયવાળા જીવો ત્રસ કહેવાય છે, અને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ આ સ્થાવર જીવ હોવાથી તેનો સ્થાવરમાં સમાવેશ થાય છે.

આ ત્રસ જીવોને જાણીને નિરપરાધી જીવોને મારવાની બુદ્ધિથી સંકલ્પે કરીને ન મારવા તે ગૃહસ્થનું પહેલું વ્રત છે ઘર આદિ બનાવવાના આરંભમાં તેનીછૂટ રહે છે. બાકીના સ્થાવર જીવોનો નિયમ ગૃહસ્થથી સર્વથા ન બની શકે છતાં તેના તરફ નિર્ધ્વંસ પરિણામ ન જ હોય. ૧

બીજા વ્રતમાં જૂઠું ન બોલવું, જમીનના સંબંધમાં, પશુ-પક્ષીઓના સંબંધમાં તથા મનુષ્યોના સંબંધમાં જૂઠું ન બોલવું. ખોટી સાક્ષી ન ભરવી અને કોઈની પણ થાપણ ઓળવવી નહિ. આ પાંચ મોટાં અસત્યનો ત્યાગ કરવો તે મૃષાવાદ વિરમણ નામનું બીજું વ્રત છે. ૨

ત્રીજા વ્રતમાં ચોરી ન કરવી. લોકમાં અપવાદ થાય અને રાજા દંડે તે ગૃહસ્થધર્મ માટે ચોરી કહેવાય છે. વાટ લૂંટવી, ખાતર પાડવું, તાળું તોડવું, ગાંઠ કાપવી એ સર્વનો સમાવેશ આ વ્રતમાં થાય છે. તે અદત્તા દાન વિરમણ વ્રત કહેવાય છે. ૩

ચોથા વ્રતમાં પુરુષોએ પરસ્ત્રીનો ત્યાગ કરવો અને સ્ત્રીઓએ પરપુરુષનો ત્યાગ કરવો. આ મૈથૂન વિરમણ વ્રત કહેવાય છે. ૪

પાંચમા વ્રતમાં પોતાના ધન, જમીન, સોનું, રૂપું, ધાન્ય, પશુ, દાસ, દાસી અને ઘર ઉપયોગી તમામ વસ્તુઓનો શક્તિ અને ઇચ્છાનુસાર નિયમ રાખવો. આ વ્રતનો ઉદ્દેશ અસંતોષ અને ઇચ્છાઓને કાબૂમાં રાખવાનો છે. આ વ્રતને પરિગ્રહ વિરમણ વ્રત કહે છે ૫

આ પાંચ વ્રતોને અણુવ્રતો કહે છે. હવે પછીના ત્રણ વ્રતોને ગુણ વ્રતો કહે છે, કેમ કે તે આ પાંચ વ્રતોને ગુણ કરનારા તથા પોષણ આપનારાં છે. છેલ્લાં ચાર વ્રતોને શિક્ષાવ્રત કહે છે, તે વારંવાર નિત્ય આદરવા જેવાં છે.

છઠ્ઠા વ્રતમાં દશે દિશાઓમાં વેપાર–રોજગાર નિમિત્તે જવા–આવવાનો નિયમ કરવામાં આવે છે. ચાર દિશા, ચાર વિદિશા અને ઊંચે–નીચે એ દશ દિશાઓ છે. આ વ્રતનો ઉદ્દેશ ધર્મનો નાશ થાય, ધર્મને પોષણ ન મળે અને લોભમાં વધારો થાય તે ત્રણ બાબતો અટકાવવાનો છે. આ વ્રતને દિગ્‌વિરમણ વ્રત કહે છે. ૬

સાતમા વ્રતમાં ખાવાપીવાના પદર્થો અને તે પદાર્થો

મેળવવાના સાધનરૂપ વ્યાપારાદિનો વિવેક કરવાનો છે. માંસ, મદિરા, કંદમૂળ, બહુબીજવાળા ફલાદિ અને જેના રસ, ફરસ, ગંધમાં વિકાર થયો હોય તેવા ચલિત રસ-વાળા–કોહાયેલાં–ફૂલ, ફળ, ભોજન આદિનો ત્યાગ કરવો. વ્યાપારમાં કોલસા પાડવાનો; ખણો ખોદવાનો, જમીન ફોડવાનો, યંત્રાદિ ચલાવવાનો, વન કાપવાનો, હિંસક શસ્ત્રો બનાવવાનો, અને ઝેર પ્રમુખ વેચવાનો વ્યાપાર ન કરવો. નિર્ધ્વંસ પરિણામ ઉત્પન્ન કરે તેવી ફોજદારની, જેલરની, કોટવાળની અને દાણી પ્રમુખની નોકરી ન કરવી. તેમજ વકીલાતનો ધંધો પણ ઉપરની નોકરી કરતાં પાપમાં ઓછો ઉતરે તેવો અત્યારે નથી. આ સાતમા વ્રતને ભોગોપભોગ પરિમાણ વ્રત કહેવામાં આવે છે. ૭

આઠમા વ્રતમાં અનર્થ દંડથી પાછા હઠવાની વાત છે. માતાપિતાદિ કુટુંબને અર્થે દંડાઇએ તે અર્થદંડ. તે સિવાય વિનાપ્રયોજને પાપ બંધાય તે અનર્થદંડ કહેવાય છે.

આ વ્રતના ચાર વિભાગ છે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ઉત્પન્ન થાય તેવા મારફાડ, અને સંહાર કરવાના વિચારો ન કરવા. ૧. જ્યાં દાક્ષિણ્યતા ન પહોંચે, ફરજ ન હોય ત્યાં જે આજીવિકાદિ નિમિત્તે પાપ થાય તેવો પાપનો ઉપદેશ ન આપવો. ૨. જેનાથી જીવોની હિંસા થાય તેવા શસ્ત્ર, હળ, હથિયાર, અગ્નિ અને વિષ આદિ ઝેરી પદાર્થો માગ્યા ન આપવા. ૩. પ્રમાદને પોષણ આપનાર સ્ત્રીની, દેશની, રાજ્યની અને ભોજન સંબંધી વિકથાઓ ન કરવી, યુદ્ધ કરનારને ઉત્સાહ ન આપવો, આપસઆપસમાં પશુઓને લડાવવાં નહિ.

જૂગાર ન રમવો, કામવાસનાને વિશેષ પોષણ મળે તેવાં કામશાસ્ત્રાદિ ન વાંચવાં; ઘી, દૂધ, દહીં, તેલ, ગોળ આદિના રસ ભરેલાં વાસણો ઉઘાડાં ન રાખવાં કે જેમાં પડીને જંતુઓ મરણ પામે.

આ અનર્થદંડ વિરમણ વ્રત છે. હિંસાનું પોષણ, વિષયને ઉત્તેજન, વેર–વિરોધનો વધારો, પ્રમાદને પોષણ અને વખતનો દુરુપયોગ ઈત્યાદિ દુર્ગુણો અટકાવવા તે આ વ્રતનો ઉદ્દેશ છે. ૮

નવમાં વ્રતમાં ઓછામાં ઓછા બે ઘડી–અડતાલીસ મિનિટ પર્યંત ધર્મધ્યાનમાં બેસવાનો નિત્ય નિયમ રાખવો. તેટલા વખતમાં પરમાત્માનું ધ્યાન કરવું; જાપ કરવો, સારા વિચારો કરવા, વિગેરે આત્મા સંબંધી વિચારણાઓ કરવામાં વખત પસાર કરવો. આ વ્રતને સામાયિક વ્રત કહે છે. આત્મજાગૃતિ રાખવી તે આ વ્રતનો ઉદ્દેશ છે. ૯

દશમા વ્રતમાં ચૌદ નિયમ ધારવા. પૂર્વના વ્રતનો સંક્ષેપ કરવો. જે વ્રતો ઘણી છૂટછાટ સાથે કાયમ કે લાંબા વખત માટે લીધેલાં છે તે વ્રતોનો તે જ દિવસ માટે છૂટછાટ વિના ઘણા જ ટૂંકા વિભાગમાં પાળવાં તે દેશવકાશિક વ્રત કહેવાય.૧૦

અગિયારમા વ્રતમાં આત્મજાગૃતિ વિશેષ વધે તે માટે ચાર પહોર કે આઠ પહોર પર્યન્ત ધર્મધ્યાનમાં દૃઢ રહેવાનો નિયમ લેવાનો છે. તે આત્મભાવમાં વિશેષ વધવા માટે તેટલા વખતને માટે આહાર ત્યાગ રૂપ ઉપવાસ કરવો.

બ્રહ્મચર્ય પાળવું. ઘરના વ્યાપારનો ત્યાગ કરવો અને શરીર ઉપરનો મમત્વ દૂર કરવો. તેમી શુષા–શોભા ન કરવી. આ વ્રતને પૌષધ વ્રત કહે છે. ૧૧

બારમા વ્રતમાં પોતાની ન્યાય ઉપાર્જિત કમાણીમાંથી સાધુજીવન ગાળનાર સાધુ–સંતોને દાન આપવાનો નિયમ કરવો. ત્યાગમાર્ગમાં વિચરનાર જ્ઞાની પુરુષોનું પોષણ થાય અને તેમની સેવા–ભક્તિ દ્વારા પોતાનો ઉદ્ધાર થાય તેના સાધનરૂપ આ અતિથિસંવિભાગ વ્રત છે.

પરમાત્માના માર્ગમાં ઘણી ઝડપથી આગળ વધનાર ત્યાગમાર્ગમાં પ્રવૃત્તિ કરવાને જેઓ અશક્ત છે, તેવા ગૃહસ્થોને માટે આ બાર વ્રત રૂપ માર્ગ ઘણો સુખે પ્રવૃત્તિ કરી શકાય તેવો છે.

## સારાંશ પ્રશ્નો

દેશવિરતિ કોને કહેવી? અહિંસા વ્રત કોને કહેવું? ત્રસ અને સ્થાવર કોને કહેવા? સત્ય વ્રતમાં કોનો ત્યાગ કરવો? અદત્તાદાન વિરમણ એટલે શું? પાંચમા વ્રતમાં શું કરવાનું? અણુવ્રતો કેટલાં છે? ગુણવ્રતો એટલે શું? છઠ્ઠા વ્રતનો ઉદ્દેશ શું છે? સાતમા વ્રતમાં કોનો વિવેક કરવાનો? અનર્થદંડ એટલે શું? આઠમા વ્રતમાં ચાર ભાગો કયા? સામાયિકમાં વખત કેવી રીતે પસાર કરવો? સામાયિકનો ઉદ્દેશ શું છે? દશમા વ્રતમાં શું હકીકત આવે

છે? પૌષધ શા માટે કરવો? દાન કોને દેવું? દાન કેવું દેવું? આ બાબતો વ્રતોને ઉપયોગી છે?

---

# પાઠ ૨૧ મો

---

## પરમાત્માનું સ્મરણ

હૃદયને પવિત્ર કરવા માટે પરમાત્માના પવિત્ર નામનું વારંવાર સ્મરણ કરવું બહુ જરૂરનું છે. રાત્રિ અને દિવસના ભાગમાં જેટલો વખત મળે, તેટલો વખત જાપ કરવામાં લેવો જોઇએ. વિશેષમાં રાત્રિનો પાછલો ભાગ જાપ કરવા માટે ઘણો સારો છે. જાપ કરવાથી આપણે આપણા ઇષ્ટદેવનું આપણા તરફ ધ્યાન ખેંચીએ છીએ. તેઓની કૃપાના પાત્ર થઇએ છીએ. આપણને તેઓની મદદની ઘણી જરૂર છે. આપણા આગળ વધવાના માર્ગમાં આવતાં વિઘ્નો તેઓ દૂર કરે છે. આપણને ઉત્તમ માર્ગ બતાવે છે, આડે માર્ગે આપણે નીકળી જતા હોઈએ તો તેઓ આપણને સીધે માર્ગે દોરે છે. કોઈ પણ પ્રકારની હલકી વાસના કે લાગણીમાં દોરાઈ જતા હોઈએ, તો તેઓ આપણને અટકાવે છે, બુદ્ધિ નિર્મળ કરે છે.

વારંવાર જાપ કરવાથી હલકા વિચારો આપણી આગળ આવતા નથી. આપણું મન બીજા કામોમાં ભટકતું અટકી

જાય છે. જાપ કરવાથી પવિત્ર પરમાણુઓ આપણી તરફ ખેંચાઈ આવે છે, આપણી આજુબાજુનું વાતાવરણ પવિત્ર બને છે, આપણું પુન્ય વધે છે. પાપ ઘટે છે, શરીરના પરમાણુઓ પણ પવિત્ર બને છે. આપણા સંકલ્પો સિદ્ધ થાય છે, પ્રતિકૂળતાઓ દૂર થાય છે, અનુકૂળતાઓ આવી મળે છે. આગળ વધવાના અધિકારી થઈએ છીએ, લોકોને પ્રિય થઈએ છીએ, વ્યવહારની મૂંઝવણ ઓછી થાય છે. લાંબા વખતે વચનસિદ્ધિ થાય છે, આપણે જે બોલીએ તે પ્રમાણે થાય છે. આ સર્વ પરમાત્માના નામનું સ્મરણ વારંવાર કરવાથી થાય છે.

પરમાત્માનું સ્મરણ કરતાં બીજા વિચારોમાં મનને જવા દેવું ન જોઈએ. જાપ સિવાય બીજે કોઈ સ્થળે મન ન જાય ત્યારે જ તેનું ફળ મળે છે. નહિતર આપણી જાપની શક્તિ વિખરાઈ જાય છે, બીજા કામમાં વહેંચાઈ જાય છે. ખેડૂત જેમ બીજ વાવ્યા પછી તે ખેતરમાં બીજા નકામા ઘાસ આદિ ઊગી ન નીકળે તે માટે કાળજી રાખે છે. ઊગ્યા વગર તો રહેતાં નથી, પણ તે ભલો ખેડુત તે નકામા ઘાસ કે કાંટાળા છોડવાને ઉખેડી નાખીને પોતે જે બીજ વાવ્યું છે, તેને જ ખેતરમાંથી મળતું પોષણ લેવા દે છે. તેથી તે બીજ ઘણા સારા પ્રમાણમાં ઊગી નીકળે છે. અને વિશેષ પાક ખેતરમાંથી આવે છે. એ જ પ્રમાણે આપણે જે ઉદ્દેશથી પરમાત્માનું સ્મરણ કરીએ તે ઉદ્દેશને જ બધી શક્તિ આપણા જાપની મળે તેટલા માટે બીજા નકામા વિચારોને

ફાલતુ ઘાસની માફક નિંદી નાખવા જોઇએ. જેથી આપણી મહેનતનું બધું જોર એકલા જાપને જ મળે, અને તેમાંથી ઉત્પન્ન થયેલાં મીઠાં ફળોનો આપણે ઉપયોગ કરીએ.

જાપ કરવાનો આપણો મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઇએ કે, 'હે પરમાત્મા! હું જે આ જાપ કરું છું તેથી મારું મન નિર્મળ થાઓ, મારું જીવન પવિત્રપણે પસાર થાઓ, મારો વ્યવહારમાર્ગ નિર્લેપપણે ચાલો, મારી મલિન વાસનાઓ શાંત થાઓ, મને મારા કર્તવ્યનું નિરંતર ભાન બન્યું રહો. મારી પ્રવૃત્તિ પરમાત્મા તરફની થાઓ, મને ઉદય આવતાં સુખ-દુઃખને હું નિર્લેપપણે ભોગવી શકું એ બળ આપો, નવીન બંધનો મને ન થાઓ, મારો આત્મવિકાસ થાઓ, એ માટે મને જરૂરનાં સાધન પ્રાપ્ત થાઓ, આત્માની તમામ શક્તિઓ પ્રગટ થાઓ, આત્માની વ્યાપક શાંતિની પ્રપ્તિ અર્થે જ હે પરમાત્મા, હું નિર્મળ ભાવે પ્રાર્થના કરું છું. હે દયાનિધિ, એ કાર્યમાં તમે સદા મદદગાર રહો!!!'

આવી ભાવના પ્રબળ કરીને, આવી પ્રાર્થના પરમાત્મા તરફ લાગણી રાખીને કર્યા પછી જાપ શરૂ કરવો. આ ભાવના વારંવાર આપણા હૃદયમાં વાસ કરી રહેવી જોઇએ. કોઈ પણ ઉદ્દેશ વિના કરેલો જાપ મૂઢતા જેવો ગણાય છે.

પોતાના ઈષ્ટદેવ જે હોય તે પૂર્ણ છે, પવિત્ર છે. અને મને આગળ વધારવામાં મદદગાર થઈ શકે છે. મને

# પાઠ ૨૨ મો

## ધર્મનું ફળ કેમ મળતું નથી?

ઘણી વખત માણસો એવી ફરિયાદ કરે છે કે અમે પરમાત્માનું સ્મરણ, પૂજન કરીએ છીએ, દાન આપીએ છીએ, વ્રત, તપ, જપ કરીએ છીએ, પરોપકારી જીવન ગુજારીએ છીએ, છતાં અમારા મનને શાંતિ નથી વળી, અનેક વિચારો આવ્યા કરે છે. ઉપાધિઓ ઓછી થવાને બદલે વધતી જાય છે. તૃષ્ણા પણ વધે છે. મનના પરિણામમાં સુધારો થતો નથી અને વ્યવહાર પણ સુખરૂપ થવાને બદલે ઘણી મુશ્કેલીએ ચલાવીએ છીએ, ધર્મનું ફળ મળતું હોય તો પછી અમને ધર્મ કરવા છતાં પણ તે કેમ મળતું નથી? 'ધર્મીને ઘેર ધાડ અને પાપીને પરમાનંદ' જેવું બનતું જોઈએ છીએ. આનું કારણ શું?

જ્ઞાની મહાત્માઓ આપણને આનો ઉત્તર આપે છે કે, 'ભાઈઓ! ધર્મીને ઘેર ધાડ ન જ હોય અને પાપીને પરમાનંદ ન મળે. છતાં તમે ધર્મી અને પાપીની ગણતરી કે પરીક્ષા કરવામાં ભુલ કરો છો. એક બાજુ માણસો થોડો ઘણો ઉપર જણાવ્યો તેવો ધર્મ કરે છે. ત્યારે બીજી બાજુ તેથી વિશેષ પાપ કરે છે. ધર્મ કરે છે, તેની કિંમત વ્યાજ સાથે લેવા ઇચ્છે છે, પણ બીજી તરફ પોતે કરેલા પાપનો બદલો લેવા તૈયાર થતા નથી. આવા મનુષ્યોને

તમે ધર્મિષ્ઠ કહો છો, પણ તેઓ ખરા ધર્મિષ્ઠ નથી હોતા. ભાઈ! આ કોના ઘરનો ન્યાય? એક તરફ ધર્મ કરીને મણ પાણી ઓછું કરે છે અને બીજી બાજુ પાપ કરીને દશ મણ પાણી અંદર દાખલ કરે છે. ભાઈ! તમે જ કહો કે આ તળાવ ક્યારે ખાલી થઈ રહે? આ પ્રમાણે તમારા જીવનમાં બનતું હોવાથી તમે ધર્મના ફળ તરીકે સુખનો દિવસ ક્યારે જોઈ શકો?'

'તમારે સુખી થવું હોય તો પ્રથમ પાપને આવવાના માર્ગો બંધ કરો અને પછી તમે થોડા પણ પરમાર્થને માર્ગે ચાલશો તો તેનાં સારાં ફળ આ ભવમાં જ મળ્યા સિવાય નહિ રહે.'

માણુસો મનથી, વચનથી અને શરીરથી પ્રવૃત્તિ કરીને અનેક પ્રકારના પાપનાં બીજો નાખે છે, તેને અટકાવવાની જરૂર છે. તે સર્વે પાપોનો સમાવેશ અઢાર ભાગમાં થાય છે. તે અઢાર ભાગને તેનાથી સારા અઢાર ભાગ વડે અટકાવી શકાય છે. જેમ તાપથી ટાઢને, પ્રકાશથી અંધકારને, ઠંડીથી ગરમીને અટકાવાય છે તેમ આ અઢાર પાપોને તેના વિરોધી ભાવથી અટકાવાય છે.

| પાપને આવવાનો માર્ગ | બંધ કરવાનો માર્ગ |
| --- | --- |
| ૧ પ્રાણાતિપાત=જીવોની હિંસા. | ૧ જીવોની હિંસા ન કરવી. |
| ૨ મૃષાવાદ=જૂઠું બોલવું. | ૨ સાચું બોલવું. |
| ૩ અદત્તાદાન=ચોરી કરવી. | ૩ ચોરી ન કરવી. |

મદદગાર થશે જ, આવી શ્રદ્ધા તેમના ઉપર હોવી જ જોઇએ. તેનાં નામો ગમે તે હો, તે સાથે વિવાદ કરવાની જરૂર નથી. આપણી તેના તરફ જેવી ભક્તિ કે લાગણી હોય તેના પ્રમાણમાં આપણને તેમના તરફથી લાભ મળી શકે છે. નમસ્કાર મંત્ર બહુ ઉપયોગી છે. તેનો જાપ કરવો જોઇએ.

**नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं**
**नमो उवज्झायणं, नमो लोए सव्वसाहूणं,**

આ નમસ્કાર મંત્ર છે. આની સાથે નવપદનો જાપ કરવામાં ચાર પદ બીજાં જોડવાં હોય તો જોડી શકાય છે. જેમ કે :

**नमो दंसणस्स, नमो नाणस्स, नमो चारित्तस्स, नमो तवस्स**

આ મંત્રમાં પ્રથમના બે પદમાં દેવ—પરમાત્માનો સમાવેશ થાય છે, પછીનાં ત્રણ પદમાં ગુરુનો સમાવેશ થાય છે, અને પાછળનાં ચાર પદમાં ધર્મનો સમાવેશ થાય છે. આ પ્રમાણે દેવ, ગુરૂ અને ધર્મ ત્રણને નમસ્કાર કરવામાં આવે છે. તે સાથે જ એ બધી સ્થિતિઓ પોતાને પ્રાપ્ત થાય તેવો અનુક્રમ પણ તેમાં રહેલો છે. પોતાને પ્રાપ્ત કરવા યોગ્ય જે વસ્તુ છે તે આ નવપદની બહાર નથી. એટલે સાધન પણ તે છે અને સાધ્ય પણ તે જ છે. જાપ કરવાનો ઉદ્દેશ આ ભૂમિકાઓમાંથી પસાર થઇ છેવટની પરમાત્મદશા પ્રાપ્ત કરવી તે જ છે.

આ આખા મંત્રનો થોડા અક્ષરોમાં પણ સમાવેશ કરીને ટૂંકો પણ જાપ કરી શકાય છે જેમકે ॐ असिआउसाय नमः અથવા ॐ अर्हं नमः ॐ वीराय नमः ॐ पार्श्वनाथाय नमः ॥ ગમે તે જાપ કરો તેમાં વાંધો નથી. જાપ હૃદયના ભાગમાં કરવો અને એકીસાથે જેમ વધારે વખત બેસીને કરી શકાય તેમ વધારે ફળ આપે છે. બીજા વખતમાં પણ હાલતાં, ચાલતાં, સૂતાં, બેસતાં, ઊઠતાં, દરેક વખતે મનમાં જાપ કરવામાં આવે તો બહુ લાભદાયક છે. વસ્ત્રાદિની શુદ્ધિના અભાવે મનમાં હોઠ પણ ન ચાલે તેમ જાપ કરવામાં વાંધો નથી. એટલે સર્વ સ્થળે, સર્વ કાળે, ગમે તેવી સ્થિતિમાં હો, તો પણ જાપ કર્યા વિના ન રહેવું. આ આગળ વધવામાં શરૂઆતનો માર્ગ બહુ જ ઉપયોગી છે.

## સારાંશ પ્રશ્નો

જાપ શા માટે કરવો? જાપ કોના નામનો કરવો? જાપ કરવાનો ઉદ્દેશ શો છે? જાપ કરવા પહેલા શું કરવું? જાપમાં કોનો સમાવેશ થાય છે? જાપ ક્યાં કરવો? ક્યારે કરવો? વારંવાર જાપ કરવાથી શો લાભ? જાપ વખતે બીજા વિચારો આવવાથી શું ગેરલાભ થાય?

# પાઠ ૨૨ મો

## ધર્મનું ફળ કેમ મળતું નથી?

ઘણી વખત માણસો એવી ફરિયાદ કરે છે કે અમે પરમાત્માનું સ્મરણ, પૂજન કરીએ છીએ, દાન આપીએ છીએ, વ્રત, તપ, જપ કરીએ છીએ, પરોપકારી જીવન ગુજારીએ છીએ, છતાં અમારા મનને શાંતિ નથી વળી, અનેક વિચારો આવ્યા કરે છે. ઉપાધિઓ ઓછી થવાને બદલે વધતી જાય છે. તૃષ્ણા પણ વધે છે. મનના પરિણામમાં સુધારો થતો નથી અને વ્યવહાર પણ સુખરૂપ થવાને બદલે ઘણી મુશ્કેલીએ ચલાવીએ છીએ, ધર્મનું ફળ મળતું હોય તો પછી અમને ધર્મ કરવા છતાં પણ તે કેમ મળતું નથી? 'ધર્મીને ઘેર ધાડ અને પાપીને પરમાનંદ' જેવું બનતું જોઈએ છીએ. આનું કારણ શું?

જ્ઞાની મહાત્માઓ આપણને આનો ઉત્તર આપે છે કે, 'ભાઈઓ! ધર્મીને ઘેર ધાડ ન જ હોય અને પાપીને પરમાનંદ ન મળે. છતાં તમે ધર્મી અને પાપીની ગણતરી કે પરીક્ષા કરવામાં ભુલ કરો છો. એક બાજુ માણસો થોડો ઘણો ઉપર જણાવ્યો તેવો ધર્મ કરે છે. ત્યારે બીજી બાજુ તેથી વિશેષ પાપ કરે છે. ધર્મ કરે છે, તેની કિંમત વ્યાજ સાથે લેવા ઇચ્છે છે, પણ બીજી તરફ પોતે કરેલા પાપનો બદલો લેવા તૈયાર થતા નથી. આવા મનુષ્યોને

તમે ધર્મિષ્ઠ કહો છો, પણ તેઓ ખરા ધર્મિષ્ઠ નથી હોતા. ભાઈ ! આ કોના ઘરનો ન્યાય ? એક તરફ ધર્મ કરીને મણ પાણી ઓછું કરે છે અને બીજી બાજુ પાપ કરીને દશ મણ પાણી અંદર દાખલ કરે છે. ભાઈ! તમે જ કહો કે આ તળાવ ક્યારે ખાલી થઈ રહે ? આ પ્રમાણે તમારા જીવનમાં બનતું હોવાથી તમે ધર્મના ફળ તરીકે સુખનો દિવસ ક્યારે જોઈ શકો ?'

'તમારે સુખી થવું હોય તો પ્રથમ પાપને આવવાના માર્ગો બંધ કરો અને પછી તમે થોડા પણ પરમાર્થને માર્ગે ચાલશો તો તેનાં સારાં ફળ આ ભવમાં જ મળ્યા સિવાય નહિ રહે.'

માણસો મનથી, વચનથી અને શરીરથી પ્રવૃત્તિ કરીને અનેક પ્રકારના પાપનાં બીજો નાખે છે, તેને અટકાવવાની જરૂર છે. તે સર્વે પાપોનો સમાવેશ અઢાર ભાગમાં થાય છે. તે અઢાર ભાગને તેનાથી સારા અઢાર ભાગ વડે અટકાવી શકાય છે. જેમ તાપથી ટાઢને, પ્રકાશથી અંધકારને, ઠંડીથી ગરમીને અટકાવાય છે તેમ આ અઢાર પાપોને તેના વિરોધી ભાવથી અટકાવાય છે.

| પાપને આવવાનો માર્ગ | બંધ કરવાનો માર્ગ |
|---|---|
| ૧ પ્રાણાતિપાત=જીવોની હિંસા. | ૧ જીવોની હિંસા ન કરવી. |
| ૨ મૃષાવાદ=જૂઠું બોલવું. | ૨ સાચું બોલવું. |
| ૩ અદત્તાદાન=ચોરી કરવી. | ૩ ચોરી ન કરવી. |

| | |
|---|---|
| ૪ મૈથૂન=વ્યભિચાર કરવો. | ૪ બ્રહ્મચર્ય પાળવું. |
| ૫ પરિગ્રહ=સંગ્રહ કરવો. | ૫ ત્યાગ અથવા પ્રમાણ રાખવું. |
| ૬ ક્રોધ=ક્રોધ કરવો. | ૬ ક્ષમા રાખવી. |
| ૭ માન=અહંકાર ગર્વ–અભિમાન કરવો. | ૭ નમ્રતા રાખવી. |
| ૮ માયા=છળ પ્રપંચ–કપટ | ૮ સરળતા રાખવી. |
| ૯ લોભ=લોભ કરવો. | ૯ સંતોષ રાખવો. |
| ૧૦ રાગ=સ્નેહ કરવો | ૧૦ વૈરાગ્ય વધારવો. |
| ૧૧ દ્વેષ=ઈર્ષ્યા કરવી. | ૧૧ પ્રેમ રાખવો. |
| ૧૨ કલેશ=કજિયો કંકાસ-લડાઈ કરવી. | ૧૨ શાંતિ–સુલેહ વધારવી. |
| ૧૩ અભ્યાખ્યાન=જૂઠું આળ આપવું. | ૧૩ કોઈને આળ–કલંક–ન દેવું. |
| ૧૪ પૈશુન્ય=ચાડી કરવી | ૧૪ ચાડી ન કરવી, છૂપી વાતો ઉઘાડી ન કરવી. |
| ૧૫ રતિઅરતિ=હર્ષશોક કરવો. | ૧૫ સમભાવે રહેવું. |
| ૧૬ પરપરિવાદ=નિંદા કરવી. | ૧૬ ગુણ બોલવા નહિતર મૌન રહેવું. |
| ૧૭ માયામૃષાવાદ=કપટસહિત જૂઠું બોલવું. | ૧૭ સરલતા સાથે સાચું કહેવું. |
| ૧૮ મિથ્યાત્વ=અધર્મને ધર્મ કહેવા. | ૧૮ સત્યધર્મને ધર્મરૂપે માનવા. |

આ પ્રમાણે આ અઢાર પાપને આવવાના માર્ગો અને તેને અટકાવવાને માટે તે ન કરવ રૂપ વિરોધી માર્ગો બતાવવામાં આવ્યા છે.

આ અઢાર પાપના માર્ગનો અર્થ આ પ્રમાણે છે: જીવોની હિંસા કરવી નહિં, દુઃખ તમને વહાલું નથી તો બીજાને તે કેમ ગમતું હશે? તમારે ખાવાને માટે અનેક ચીજો દુનિયામાં છે. તમારા એક વખતના ખોરાક માટે તે જીવોની અમૂલ્ય જિંદગીનો નાશ ન કરો. જીવન તમને વહાલું છે તેમ તે જીવે ને પણ વહાલું છે. તમારી રમત-ગમત, મોજ–શોખ જેવા કારણે તે જીવોની જિંદગીનો નાશ ન કરો. તમે ક્યાં અમર રહેવાના છો? યાદ રાખજો, જ્યાં સુધી મારશો ત્યાં સુધી તમે પણ મરાશો, બીજાને નિર્ભય કરશો તો તમે પણ નિર્ભય થશો. બીજાને દુઃખ કે ત્રાસ આપશો, તો તમને પણ દુઃખ કે ત્રાસ મળશે. કુદરતના કાયદાથી તમે બહાર જઈ જ ન શકો. કારણ કે તમે પણ કર્માધીન જીવતું પ્રાણી છો. બીજાઓ પણ તેવા જ છે. થોડા જીવનની ખાતર વેર–વિરોધ વધારીને લડાઈઓ ન કરો. પૃથ્વી કે ધન તમે સાથે લાવ્યા નથી, તમારી પહેલાંના સાથે લઈ ગયા નથી, માટે ખાવામાં, મોજ–મજામાં, કે વેર–વિરોધને લઈ જીવોની હિંસા ન કરવી. ૧

જૂઠું ન બોલવું, ગમે તેવા પ્રસંગે પણ સાચું જ બોલવું, જૂઠું બોલનારને વિવિધ પ્રકારના મુખના રોગ થાય છે. ૨

ચોરી ન કરવી. તમારી વસ્તુ કોઈ ચોરી જાય છે તો તમને દુઃખ થાય છે તેમ તેને પણ થતું હશે એ વિચાર કરવો જોઈએ. ચોરી કરનાર દરિદ્રી થાય છે. ૩

પરસ્ત્રીનો ત્યાગ કરવો. તમારી સ્ત્રી તરફ કોઈ ખરાબ નજર ન કરે તેથી તમે તેનું રક્ષણ કરો છો, તો પરની સ્ત્રી તરફ તમને ખરાબ દૃષ્ટિ કરવાનો શો હક છે? તેથી તો વેર–વિરોધનો વધારો થાય છે. ૪

પોતાની જરૂરિયાતોથી અધિક ધન, ધાન્ય, સોનું, રૂપું, જમીન, પશુ આદિ વસ્તુનો સંગ્રહ કરવો, તે મેળવવા માટે તથા રક્ષણ કરવા નિમિત્તે અનેક પ્રકારના કલેશ અને બીજા જીવોને ત્રાસ આપવો તે પાપનો માર્ગ પરિગ્રહ કહેવાય છે. ગૃહસ્થોએ પોતાની જરૂરિયાત પ્રમાણે તેનો નિયમ રાખવો. ૫

ક્રોધ કરવો અને બીજાને ક્રોધ કરાવવો એ પાપ છે. ક્રોધના પ્રસંગે ક્ષમા રાખવી અને ક્રોધને નિષ્ફળ કરવો. ૬

માન, અહંકાર, ગર્વ, અભિમાન એ એક જ વસ્તુનાં નામ છે અભિમાન કોનું ટકી રહ્યું છે? આપણી આગળ એવી કઈ અલભ્ય વસ્તુ છે, કયું પૂર્ણ જ્ઞાન છે, કયું મહાન્ બળ છે કે આપણે તેનો ગર્વ કરીએ? નમ્રતા રાખવી, જ્ઞાની, ગુણી આદિનો વિનય કરવો. ૭

કપટ, છળ, પ્રપંચ, દગો, માયા એ સર્વ એક વસ્તુનાં નામ છે. પુન્ય વિના કોઈ વસ્તુ મળતી નથી અને સ્થિર રહેતી નથી તો શા માટે દગો કરવો? ૮

લોભનો ત્યાગ કરવા માટે સંતોષ રાખવો, ઉદારતા વાપરવી. જરૂરિયાતવાળાઓને સારી લાગણીથી મદદ કરવી.૯

રાગ એ સ્નેહનો અર્થ છે. જ્યાં રાગ રાખવો યોગ્ય નથી તેવા અન્યની સ્ત્રી આદિ ઉપર રાગ ન રાખવો. દેહ, ધન, અધિકાર, માન આદિનો અવશ્ય વિયોગ થનાર છે એમ સમજી વૈરાગ્યભાવને ઉત્તેજન આપવું. ૧૦

દ્વેષ, ઇર્ષ્યા ન કરવાં. પણ ગુણાનુરાગી થઈ પ્રેમ વધારવો. દ્વેષ કરવાથી સામાનું કદાચ ખરાબ થાય કે ન થાય પણ આપણું તો અવશ્ય થાય છે. ૧૧

કલેશ, કંકાસ, ટંટો, ઝઘડો, કજિયો, લડાઈ એ બધાં નાનાં-મોટાં કલેશનાં જ પરિણામો છે, આપસમાં સર્વ સ્થળે સંપ વધારવો. નાનાં-મોટાં સર્વની જરૂરિયાત છે, કલેશથી લક્ષ્મીનો નાશ થાય છે, વેર-વિરોધ વધે છે. ૧૨

કોઇને જૂઠું આળ ન આપવું, સાચી કકીકત કહેવાથી પણ જ્યારે આપણને કેટલાક પ્રસંગમાં દુઃખ થાય છે તો પછી સામાને જૂઠું આળ-કલંક આપવાથી સામાના પ્રાણ લેવા જેટલું દુઃખ શા માટે આપવું ? કેટલાક તો આબરૂ જવાના ભયથી કલંકને લીધે આપઘાત પણ કરે છે, આનો બદલો બહુ જ ખરાબ મળ્યા વિના રહેતો નથી.૧૩

સુખ-દુઃખ આવે ત્યારે હર્ષ-શોક ન કરવો. સુખ એ આપણા સારા કર્મનો બદલો છે, તે ભોગવતાં પુન્ય

ઓછું થાય છે. દુઃખ એ આપણા ખરાબ કર્મનો બદલો છે. તે ભોગવતાં પાપ ઓછું થાય છે, એટલે સુખ–દુઃખના પ્રસંગોમાં હર્ષ-શોક કરવા જેવું નથી, પણ સમભાવ રાખવાની જરૂર છે. નહિતર તે ભોગવતાં બીજાં નવાં કર્મ બંધાય છે. ૧૫

કોઈની નિંદા ન કરવી. ખોટાં કર્મ કરનારને બદલો મળ્યા સિવાય રહેતો નથી. તેની નિંદા કરીને મનુષ્યો તેનાં પાપ ધોવે છે. આવા વગર ભાડાનાં ધોબી શા માટે થવું જોઈએ? નિંદાથી વેર–વિરોધ વધે છે. ૧૬

કપટસહિત જૂઠું ન બોલવું. બતાવવું કાંઈક અને આપવું કાંઈક જુદું, એ કપટ થયું. તે સાથે કહે છે કે 'જે બતાવ્યું હતું તે જ આપેલ છે.' એ જૂઠું થયું. આમ એ પાપ સાથે થાય છે. ૧૭

મિથ્યાત્વ—આત્મા સત્ય છે. નિત્ય છે, પવિત્ર છે, એને બદલે શરીરને આત્મા માનવો તે મિથ્યાત્વ છે. એવી જ રીતે જે દેવ, ગુરુ અને ધર્મ આત્માને મદદગાર નથી, આત્માની ઉન્નતિમાં કારણરૂપ નથી તેને સત્ય માનવા એ મિથ્યાત્વ છે. ૧૮

આ પાપસ્થાનકોનો ત્યાગ કરવા પછી જે ધર્મ કરવામાં આવે છે તેનું ફળ ઘણું વહેલું અને સારું મળે છે. આ પાપ સ્થાનકોને સવાર–સાંજ બે વખત યાદ કરી જવાં એટલે આખા દિવસમાં જે જે પ્રસંગો બન્યા હોય તે તે

પ્રસંગોમાં પોતાને આ સર્વમાંથી કોઇ દોષ લાગ્યો છે કે કેમ તે તપાસી જવું. લાગ્યો હોય તો પરમાત્મા પાસે માફી માગવી, ફરી દોષ ન લાગે તે માટે નિશ્ચય કરવો. અને તેવા પ્રસંગે જાગૃતિ રાખવી. આ પ્રમાણે નિરંતર બે વખત તપાસ કરી જવાથી ઘણા દોષો ઓછા થઈ જાય કર્મસંચય થતો અટકાવવો અને ધર્મ તરફ પ્રવૃત્તિ કરીને પૂર્વના સંચય કરેલ કર્મને કાઢી નાખવા. એમ કરવાથી ઘણી થોડી મહેનતે આત્માનો વિકાસ થાય છે. જીવો પ્રસંગે થોડો ઘણો ધર્મ તો કરે છે, પણ તે સાથે ઉપર બતાવ્યાં તે પાપો કરતા જતા હોવાથી ધર્મનું ફળ તેમને જેવું જોઈએ તેવું મળતું નથી.

## સારાંશ પ્રશ્નો

મનુષ્યોની ફરિયાદ શું છે? ધર્મીની પરીક્ષામાં ભૂલ ક્યાં થાય છે? પાપોનો સમાવેશ કેટલામાં થાય છે? પાપનાં બીજો શાથી નંખાય છે? પાપને આવવાનો માર્ગ કયો? તેને બંધ કરવાનો માર્ગ કયો? અગર પાપોનાં નામ અને તેનો અર્થ કયો? ક્યારે ધર્મ કરવાથી તેનું સારું ફળ મળે? દોષો ક્યારે, કેટલી વખત યાદ કરવા? આત્માનો વિકાસ ક્યારે થાય?

# પાઠ ૨૩ મો

## આત્મશ્રદ્ધા, પોતા ઉપર વિશ્વાસ

આત્મા અમર છે, તેનાં જ્ઞાન અને શાન્તિની હદ નથી. અખા વિશ્વને જાણવાનું જ્ઞાન આત્મામાં છે. વિશ્વ ઉપર સત્તા ચલાવી શકે તેવું બળ આત્મામાં છે. તે આત્મા હું પોતે જ છું. અને મારા આત્મબળમાં પૂર્ણ વિશ્વાસ છે, તેમાં કોઈ વિઘ્ન નાખી શકે જ નહિ, વિઘ્નોને હઠાવવાનું બળ મારામાં છે. ગમે તેવાં સંકટો આવી પડે પણ મારી આત્મશ્રદ્ધા જરા પણ ડગશે નહિ. પ્રબળ ભયના પ્રસંગોમાં પણ હું મારું આત્મવિકાસનું કાર્ય ચાલુ જ રાખીશ. વાતોમાં જ મારું જ્ઞાન નહિ રહે પણ તે સત્યને હું અત્યારે જ અમલમાં મૂકું છું. અજ્ઞાન દશાથી મેં પોતે જ મારા પર નાખેલા બંધનો સિવાય મને બીજાં બંધનો છે જ નહિ. એટલે તેને દૂર કરવા માટે પોતાને જ પુરુષાર્થ કરવાની જરૂર છે. કોઇ આવીને મને મદદ કરશે એમ તેના મોઢા સામે જોઇને બેસી રહેવાની મારી ટેવોને અત્યારથી જ રજા આપું છું. સુખ–દુઃખ એ કાંઈ વારસામાં ઉતરેલી વસ્તુ નથી. એ તો મારી અવળી મહેનતનો બદલો છે. હવે સવળી મહેનત કરીને તેને દૂર કરીશ. એ વાદળો વિખેરી શકાય તેવાં છે. વિઘ્નોને મારે વિઘ્નરૂપે માનવા નથી, પણ તેની હૈયાતીથી જ મને પુરુષાર્થ કરવામાં વિશેષ પ્રોત્સાહન

મળે છે. દુઃખ કે વિઘ્નની હૈયાતીથી મારું સામર્થ્ય વિશેષ
પ્રગટ થાય છે, હું બમણા જોરથી પુરુષાર્થ કરી શકું છું.
હું જેમ આગળ વધતો જઈશ તેમ મારા સંયોગો અવશ્ય
બદલાતા જશે જ. સંયોગોને આધિન થવામાં નહિ પણ
સંયોગોને આધિન કરવામાં જ ખરી વીરતા રહેલી છે.
અનુકૂળ સ્થિતિમાં રહેવાની ઇચ્છા કરવી તે તો મારી
એક નિર્બળતા છે. તેથી મારી શક્તિ દબાયેલી રહે છે,
મને પુરુષાર્થ કરવાનો અવકાશ મળતો નથી, માટે પ્રતિ-
કૂળ સંયોગોને મિત્ર સમાન ગણી હું તેને આવકાર આપું
છું કે, 'મારા પ્રતિકૂળ વિરોધી મિત્રો ! તમે આવો, તમારા
આવવાથી મને વિશેષ જાગૃતિ રાખવા અને મહેનત કર-
વાની ફરજ પડે છે.' હું સ્વાર્થી લાલચોનો ગુલામ નહિ જ
બનું. કેમકે તેથી મારી પ્રવૃત્તિ અટકી પડે છે. હું મારા
ભાગ્યનો ભોગ નહિ બનું પણ ભાગ્યને પણ બદલાવી શકીશ.
મારામાં મહાન્ શક્તિ રહેલી છે, એ વિચાર કરતાં મને
જે બળ; કે કાર્ય કરવાની લાગણીઓ સ્ફૂરે છે તે બીજા
કોઈથી સ્ફૂરતી નથી. આ આત્મશ્રદ્ધાના પ્રમાણમાં જ હું
કાર્ય કરી શકું છું. મારી શક્તિ વિષે જરા પણ હું શંકા
કરીશ નહિ, મને તે વિષે શંકા છે જ નહિ. આત્મશક્તિમાં
જ જો હું શંકા રાખું તો મારાથી આ જીવનમાં
કોઈ પણ મહત્ત્વનું કાર્ય થઇ શકે નહિ. મારી આત્મશ્રદ્ધાને,
મેં નિશ્ચય કરેલ કાર્ય કરવાની મારી શક્તિની શ્રદ્ધાને
જેઓ ડગમગાવા પ્રયત્ન કરે તેને હું મારા અહિત કરનાર

જ ગણું છું. મોટામાં મોટું નુકસાન કરનારા તેઓ જ છે એમ હું માનું છું. મહાન્ આત્મશ્રદ્ધાવાળાં સ્ત્રી–પુરુષો જ આ વિશ્વમાં ચમત્કાર રૂપે મનાય તેવાં મહાન્ કાર્યો કરી શકે છે. મહાન્ કાર્ય સિદ્ધ કરવામાં મારી મહાન્ આશા, મહાન્ આત્મશ્રદ્ધા અને આગ્રહપૂર્વક ઉદ્યમ એ જ મને મદદગાર થાય તેવાં મારા અંગત મિત્રો છે.

પોતામાં ગમે તેટલી મહાન્ શક્તિ હોય, બુદ્ધિ વિશાળ હોય, અને શિક્ષણ ઉત્તમ હોય; છતાં આત્મશ્રદ્ધાના પ્રમાણમાં જ મનુષ્ય કાર્ય કરી શકે છે એ વત પર મને સંપૂર્ણ વિશ્વાસ છે, કોઇના કહેવાથી કે આપત્તિ આવી પડવાથી પણ હું મારી આત્મશ્રદ્ધાને ઢીલી થવા નહિ દઉં. કદાચ મારી સંપત્તિ ચાલી જાય, આરોગ્ય બગડી જાય, કીર્તિ કલંકિત થાય અને લોકોની શ્રદ્ધા પણ મારા પરની ઊઠી જાય, છતાં જ્યાં સુધી મને મારા ઉપર દૃઢ વિશ્વાસ છે ત્યાં સુધી મારા ઉદયની મને આશા છે. મારી આત્મશ્રદ્ધા અચળ હશે, અને તેના જોરથી આગળ ધસતો જ રહીશ. હા, વહેલા–મોડા પણ આ જગતને મારા માટે માર્ગ કરવો જ પડશે.

મારી જાતને હું કદી પણ હલકી ગણીને નિર્બળ બનાવીશ નહિ. મને ચોક્કસ ખાતરી છે કે જો હું એમ માનુ કે હું બીજાના જેટલો સારો નથી પણ નિર્બળ અને નજીવો હું પ્રાણી છું તો મારું જીવન નિર્બળ અને શક્તિઓ મંદ પડ્યા વિના રહે જ નહિ. જે માણસ પોતાની કિંમત જેટલી

આત્મશ્રદ્ધામાંથી ઉત્પન્ન થયેલી મારી આ હિંમત સત્તામાં રહેલા છેલ્લામાં છેલ્લા બળને ખેંચીને બહાર લાવશે એ મારી દૃઢ માન્યતા છે.

ભય, શંકા અને બીકણપણાને હું મનમાંથી હાંકી કાઢું છું અને તેને ઠેકાણે નિર્ભયતા, નિશ્ચલતા અને વીરપણાને દાખલ કરું છું; તેથી જ મહત્ત્વનાં કાર્યો હું કરી શકવાનો છું. મંદતાના વિચારો મંદ પરિણામને જ ઉત્પન્ન કરે છે. વિચારના પ્રમાણમાં કાર્ય સિદ્ધ થાય છે. શ્રદ્ધાના પ્રમાણમાં જ પ્રાપ્તિ થાય છે. અત્યંત ગરમી જેમ લોઢાને પણ પીગળાવી નાખે છે, વીજળીનું પ્રબળ બળ કઠિનમાં કઠિન હીરાને પણ ઓગાળી નાખે છે તેમ એક દૃઢ નિશ્ચય અને મારા અજેય ઉદ્દેશથી હું સફળતા મેળવી શકીશ જ. જો મારા નિશ્ચયો ઢીલા હોય તો મારા ઉદ્યમમાં કાંઈ ભલીવાર હોય જ નહિ, મારા ભાગ્ય કરતાં પણ હું મહાન્ છું. ભાગ્યને પણ મેં જ ઘડ્યું છે. બહારની કોઈપણ શક્તિ કરતાં મારા આત્મામાં પ્રચંડ શક્તિ રહેલી છે, આ વાત જો મારા સમજવામાં ન આવે તો મારાથી કોઈપણ મહત્ત્વનું કાર્ય થઈ શકે જ નહિ

આ આત્મશ્રદ્ધા એ કાંઇ મારો અહંકાર નથી પણ જ્ઞાન છે, છતાં તે અહંકારના રૂપમાં ન પલટાઈ જાય તેની તપાસ રાખીને હું નિર્મળ શ્રદ્ધા વધારતો જાઉં છું. પ્રતીતિમાંથી શ્રદ્ધાનો જન્મ થાય છે. મારી સર્વ જાતની ઉન્નતિનો આધાર મારી આત્મશ્રદ્ધા ઉપર અવલંબીને

રહેલો છે. 'હું ધારું છું કે કદાચ હું આ કામ કરી શકીશ, અથવા કરવા પ્રયત્ન કરીશ,' એમ કહેવું અને 'આ કાર્ય અવશ્ય હું કરી શકીશ અને કરીશ જ.' એમ કહેવું તે બન્ને આત્મશ્રદ્ધાના વચમાં મહાન્ અંતર છે. પહેલા વિચારો નબળા અને શ્રદ્ધા વિનાના છે, બીજા વિચારોમાં પ્રબળતા અને શક્તિની દૃઢતા રહેલી છે. આ બીજા વિચારવાળો વીરપુરુષ જ કાર્યનો પાર પામી શકે છે.

કાર્ય સિદ્ધ કરવા માટે પ્રચંડ બળથી મારે પ્રારંભ કરવો અને વચમાં નડતાં વિઘ્નોને હઠાવવાની શક્તિ પ્રાપ્ત કરતા જવી. પ્રત્યેક વિઘ્નો સમગ્ર બળ અને અપ્રતિહત પ્રયત્ન વિના હઠી શકતાં નથી. ડગમગતાં, શંકાશીલ અને અસ્થિર મનથી તેવાં પ્રબળ કાર્ય થઈ શકે જ નહિ. આખું જગત્ એક વખત મારા કાર્યથી વિરુદ્ધ હોય છતાં આત્મશ્રદ્ધાથી તે કાર્ય પાર ઉતરી શકે છે, કેમકે માયાવી જગત્ અને આત્મબળ એ બે વચ્ચે મહાન્ અંતર રહેલું છે. હું જો એમ માનું કે આ કાર્ય કરવાને હું અશક્ત છું તો જગતમાં એવી કોઈપણ શક્તિ નથી કે તે કાર્ય સિદ્ધ કરવામાં મને સહાય કરી શકે. આત્મવિશ્વાસ અને પ્રબળ પુરુષાર્થ વિના કોઈ પણ કાર્યની સિદ્ધિ ન જ થઈ શકે. આત્માની અંદર કોઈ એવી શક્તિ છે કે તીવ્ર ઇચ્છા અને સમગ્ર પુરુષાર્થ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ કરી શકે છે. તે શક્તિ સર્વ વસ્તુને પોતાના તરફ આકર્ષી લાવે છે. અને તેનાં મારી વસ્તુ જ મને પ્રાપ્ત થાય છે. મારું આત્મ મારી [illegible]

રહેલો છે. 'હું ધારું છું કે કદાચ હું આ કામ કરી શકીશ, અથવા કરવા પ્રયત્ન કરીશ,' એમ કહેવું અને 'આ કાર્ય અવશ્ય હું કરી શકીશ અને કરીશ જ.' એમ કહેવું તે બન્ને આત્મશ્રદ્ધાના વચમાં મહાન્ અંતર છે. પહેલા વિચારો નબળા અને શ્રદ્ધા વિનાના છે, બીજા વિચારોમાં પ્રબળતા અને શક્તિની દઢતા રહેલી છે. આ બીજા વિચારવાળો વીરપુરુષ જ કાર્યનો પાર પામી શકે છે.

કાર્ય સિદ્ધ કરવા માટે પ્રચંડ બળથી મારે પ્રારંભ કરવો અને વચમાં નડતાં વિઘ્નોને હઠાવવાની શક્તિ પ્રાપ્ત કરતા જવી. પ્રત્યેક વિઘ્નો સમગ્ર બળ અને અપ્રતિહત પ્રયત્ન વિના હઠી શકતાં નથી. ડગમગતાં, શંકાશીલ અને અસ્થિર મનથી તેવાં પ્રબળ કાર્ય થઈ શકે જ નહિ. આખું જગત્ એક વખત મારા કાર્યથી વિરુદ્ધ હોય છતાં આત્મ-શ્રદ્ધાથી તે કાર્ય પાર ઉતરી શકે છે, કેમકે માયાવી જગત્ અને આત્મબળ એ બે વચ્ચે મહાન્ અંતર રહેલું છે. હું જો એમ માનું કે આ કાર્ય કરવાને હું અશક્ત છું તો જગતમાં એવી કોઈપણ શક્તિ નથી કે તે કાર્ય સિદ્ધ કરવામાં મને સહાય કરી શકે. આત્મવિશ્વાસ અને પ્રબળ પુરુષાર્થ વિના કોઇ પણ કાર્યની સિદ્ધિ ન જ થઇ શકે. આત્માની અંદર કોઈ એવી શક્તિ છે કે તીવ્ર ઇચ્છા અને પ્રબળ પુરુષાર્થ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ કરી શકે છે તે શક્તિ સર્વ વસ્તુને પોતા તરફ આકર્ષી લાવે છે. ખરું જોતાં મારી વસ્તુ જ મને પ્રાપ્ત થાય છે. મારું ભાગ્ય મારી બહાર

નથી. આત્માની અંદર છુપાયેલી મહાન્ શક્તિને જાગૃત કરવામાં આવતાં અને તેની સાથે પ્રામાણિક પ્રયત્ન કરવાથી હું પોતે શું છું અને મારામાં કેટલું સામર્થ્ય છે તેનો ખ્યાલ પોતાને પામર માનનારા હતભાગ્ય જીવો કરી ન જ શકે.

આ પ્રમાણે પોતાના ઉપર વિશ્વાસ રાખનાર કોઈ પણ મનુષ્ય ગમે તેટલો નબળા મનનો હશે તો પણ ઉપરના વિચારોનું વારંવાર મનન કરીને પોતાની નબળાઈ દૂર કરી શકશે. આત્મામાં શક્તિ તો ભરેલી છે પણ તેને પ્રબળ વિચારોની મદદ આપીને જગાડવાની જરૂર છે. બુઝાવા જેવો દેખાતો અગ્નિ પણ જરા પંખા વડે પવનના બળની મદદ મળતાં દેદીપ્યમાન થાય છે તો અનંત શક્તિથી ભરપૂર આત્મા પ્રબળ વિચારબળના પ્રોત્સાહનથી પ્રદીપ્ત થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. વિચારબળ મુડદાલ જેવા જીવોમાં પણ નવુ જીવન રેડીને સજીવન બનાવે છે. જમીન પર પડેલી મોઈ (લાકડાનો બે બાજુ અણીવાળો કકડો) ને પ્રથમ ડાંડિયા (એક નાની મજબૂત લાકડી) વડે ટલ્લો મારીને અદ્ધર ઉછાળવામાં આવે છે. એક વાર અદ્ધર ઉછળ્યા પછી તો તેને જોરથી ધક્કો મારવાનું એટલું બધું સુગમ થઈ પડે છે કે બીજા ટલ્લાથી તે ઘણી દૂર જઈ શકે છે, તેમ મનુષ્યોને એક વખત વિચારબળની મદદ આપીને અદ્ધર ઊંચા ઊપાડવા જોઈએ. જરા ઊંચા આવ્યા પછી તો તેઓ પોતાની મેળે જ આગળ ઊછળી કે વધી શકશે.

વિચારબળથી પોતાની નિર્બળતા ઓછી કરવાની ઈચ્છાવાળા જીવો માટે આ પાઠ મનન કરવા યોગ્ય છે,

# પાઠ ૨૪ મો

## ધ્યાન

ચિત્તની એકાગ્રતા, નિર્મળતા અને સ્થિરતા કરવા માટે ધ્યાનની જરૂર છે ધ્યાન માટે શરૂઆત કેવી રીતે કરવી તે સંબંધી અહીં થોડી હકીકત કહીશું. દૃષ્ટિની સ્થિરતા ધ્યાનના માર્ગમાં બહુ ઉપયોગી છે તે સ્થિર કરવા માટે પ્રથમ કોઈ એક પરમાત્માની સુંદર મૂર્તિ હોય તેના સન્મુખ ઉઘાડી આંખે વધારે વખત જોવાની ટેવ વધારવી, આંખોની પલક મારવી નહિ. કદાચ આંખમાં પાણી આવી જાય તો આવવા દેવું પણ આંખ મીંચવી નહિ. શરૂઆતમાં આંખમાં પાણી આવી જાય ત્યારે તે વખતે અભ્યાસ બંધ કરવો. ફરી બીજે દિવશે શરૂ કરવો દિવસમાં બે વાર સવાર-સાંજ અભ્યાસ કરવો ઠીક છે. પંદરેક મિનિટનો અભ્યાસ થાય ત્યારે ભગવાનની મૂર્તિ સામેની નજર એકદમ ખેંચી લઈ આંખો બંધ કરીને અંદર સન્મુખ જોવું. તો મૂર્તિનું પ્રતિબિંબ દેખાશે. તે પ્રતિબિંબ વધારે વખત ટકે તેવી ટેવ વધારવી. પછી એકાંત, પવિત્ર અને ડાંસ-મચ્છર વિનાના સ્થાનમાં બેસી

વિચારોને દૂર કરી તે પ્રતિમાજીને હૃદયમાં સ્થાપન કરવાં, પછી તેમની અષ્ટ પ્રકારી માનસિક પૂજા કરવી.

પ્રથમ સ્નાન કરતી વખતે હૃદયમાં એ ભાવના પ્રગટ કરવી કે, 'હે પ્રભુ! તું તો સદા પવિત્ર છે. પાણી જેમ મળને દૂર કરે છે, તૃષાને બૂઝાવે છે અને તાપને શાંત કરે છે તેમ તમે અમારાં કર્મ મળ દૂર કરો. વિષય તૃષાને બૂઝાવો અને ત્રિવિધ તાપને શાંત કરો.' ૧

બીજી ચંદનપૂજામાં નવ અંગે તિલક કરતાં એ વિચાર કરવો કે, 'ચંદન જેમ કાપવા, ઘસવા અને બાળવા છતાં પોતાનો સુગંધી અને શીતળ સ્વભાવ મૂકતું નથી, તેમ હે પ્રભુ! દુનિયામાં સુખ-દુઃખના વિવિધ પ્રસંગોમાં મારી આત્મજાગૃતિ બની રહે અને રાગ-દ્વેષ ન થતાં સમભાવે સર્વ સહન કરવાનું બળ મને આપો.' ૨

ત્રીજી પુષ્પની પૂજામાં વિવિધ પ્રકારનાં સુગંધી પુષ્પો ચડાવતી વખતે એવો વિચાર કરવો કે, 'હે પ્રભુ! પુષ્પો પોતાની સુંદરતા અને સુગંધીપણાને લઈને દેવોના મસ્તક પર ચડવાને સમર્થ થયા છે. તેમ મને પણ મારા સત્યસ્વરૂપથી સુંદરતા અને ઉત્તમ વર્તનની સુગંધતાને લઈ પરમાત્મા સ્વરૂપમાં રહેવાનું બળ પ્રાપ્ત થાઓ.' ૩

ચોથી ધૂપપૂજામાં સુગંધી ધૂપ પરમાત્માની પાસે ઉખેવતાં એ ભાવના કરવી કે 'ધૂપ પોતે બળવા છતાં વાતાવરણને સુધારીને સુગંધી ફેલાવે છે તેમ હે પ્રભુ! હું પણ પૂર્વ કર્મયોગે ત્રિવિધ તાપથી બળવા છતાં આત્મ-

જાગૃતિના બળે આજુબાજુના લોકોમાં અને વિરોધિ જીવોના હૃદયમાં શાંતિનું વાતાવરણ ફેલાવી શકું અને શીયળની સુગંધી ફેલાવું તેવું બળ મને આપો.' ૪

પાંચમી દીપકપૂજામાં દીપક કરીને મનમાં ભાવના કરવી કે, 'હે પ્રભુ! તું સદા કેવળજ્ઞાનથી પ્રકાશિત છે. મારા હૃદયમાંથી અજ્ઞાન, અંધકાર દૂર થાઓ. અને મલિન વાસના નાશ પામો, તથા સદાને માટે જ્ઞાનદીપક મારા હૃદયમાં પ્રકાશી રહો. ૫

છઠ્ઠી અક્ષતપૂજામાં મનથી ચોખાનો સાથીઓ કરવો તે વખતે એવી ભાવના કરવી કે, આ 'ચાર પાંખડીની માફક ચાર ગતિ વાંકી છે તેને 'હે પ્રભુ! તું દૂર કર. મેં તેમાં બહુ પરિભ્રમણ કર્યું છે. હવે તેથી કંટાળ્યો છું. આ દેહ રૂપ ફોતરાં દૂર કરી, ચોખાની માફક અખંડ અને ઉજ્જવળ આત્મસ્વરૂપ પ્રગટ કરવાનું તું મને બળ આપ.' ૬

સાતમી નૈવેદ્યપૂજામાં વિવિધ પ્રકારનું નૈવેદ્ય પ્રભુની આગળ મૂકી એવો વિચાર કરવો કે, 'હે પ્રભુ! આ વસ્તુઓનો મેં ઘણીવાર ખાવામાં ઉપયોગ કર્યો પણ તેથી તૃપ્તિ થતી નથી. આત્માના આનંદમાં નિરંતર હું તૃપ્ત રહું તે માટે મારું શાશ્વત અનાહારી પદ પ્રગટ કરવાનું બળ મને તું આપ.' ૭

આઠમી ફળપૂજામાં વિવિધ પ્રકારનાં ફળો પ્રભુ આગળ મૂકી એવી ભાવના કરવી કે, 'હે પ્રભુ! આ ફળો મેળવીને તો હું મારું આત્મભાન ભૂલ્યો છું મને એવું ફળ આપો

કે પરમાત્મ સ્વરૂપનું અખંડ ભાન કાયમ બન્યું રહે. બીજા ફળની ઇચ્છા જ ન થાય.' ૮

આ પ્રમાણે માનસિક પૂજા (મનથી દરેક વસ્તુની કલ્પના કરવી તે) કરીને તે પ્રભુના પગના જમણા અંગૂઠાને પ્રથમ જોયા કરવો. વારંવાર તે કલ્પના ખડી કરવી. જ્યારે તે અંગૂઠો દેખાય, તેના ઉપર ધારણા પાકી થાય ત્યારે બીજાં આંગળાં જોવાં, પછી બીજો પગ તે જ પ્રમાણે જોવો. પછી બધી પલાંઠી, કેડ અને હૃદયનો ભાગ. છેવટે મુખનો ભાગ નિહાળવો. પછી એની સાથે આખા શરીર ઉપર ધારણા કરવી. જ્યાં સુધી એક ભાગ બરોબર ન દેખાય ત્યાં સુધી બીજા ભાગ ઉપર નજર ન કરવી. બીજો ભાગ દેખાય ત્યારે પહેલો અને બીજો સાથે જોવો. એમ આગળના ભાગો સાથે ભેળવીને તપાસતાં રહેવું. બધું શરીર દેખાય ત્યારે તે મૂર્તિને સજીવન પ્રભુના રૂપમાં ફેરવી નાખવી. એટલે જીવતા પ્રભુનું શરીર હાલતું–ચાલતું–બોલતું હોય તેવુ કલ્પીને તેનું ધ્યાન કરવું. પછી મરજીમાં આવે તેમ ભગવાનને બેઠેલા, ઊભેલા, કે સૂતેલા કલ્પવા. અને તેથી ધારણા મજબૂત કરવી. આ એકાગ્રતાની સાથે પરમાત્માના નામનો મંત્ર ॐ अर्हं नमः નો જાપ કરતા રહેવું, તેમના હૃદયમાં દષ્ટિ સ્થાપી ત્યાં જાપ કરવો. ગણતરી ન રહે તેની હરકત નથી. ભ્રકુટીમાં અને તાળવા ઉપર પણ જાપ કરવો. જેટલો વખત મળે તેટલો વખત ભગવાનના જીવન્તશરીરને સન્મુખ હૃદયમાં ખડું કરીને જાપ

કરતાં જ રહેવું. બને તો કલાકે ના કલાકો આ ધ્યાનમા પસાર કરવા. આમ કરવાથી મન એકાગ્ર થશે. સાથે પવિત્ર થાય છે. કર્મમળ બળી જાય છે. મન નિર્મળ જેટલું થશે તેટલું જ તે સ્થિર પણ થશે. મન સ્થિર કરવાની ધારણા હૃદયમાં અને મસ્તક ઉપર કરવી. અભ્યાસ જેમ વધતો જશે તેમ આગળનો માર્ગ પોતાને હાથ આવતો જશે. આ પ્રમાણે શરૂઆતમાં ધ્યાનનો અભ્યાસ કરવાથી આગળ વધી શકાશે.

## સારાંશ પ્રશ્નો

ધ્યાનની જરૂર શા માટે ? ધ્યાનમાં વિશેષ ઉપયોગી શું છે ? પ્રભુ સામે જોવાનો અભ્યાસ કયારે બંધ કરવો ? માનસિક પૂજા એટલે શું ? ચંદનનો સ્વભાવ કેવો છે ? પુષ્પપૂજાની ભાવના કેમ કરવી ? ધૂપપૂજાની ભાવના કેમ કરવી ? દીપકપૂજાની ભાવના શું છે ? અક્ષતપૂજાની ભાવના શું ? અણાહારી પદની ઇચ્છા શા માટે ? બીજા ફળની ઇચ્છા ન થાય તે ફળ કયું ? સજીવન પ્રભુ એટલે શું ? જાપ શાનો કરવો ? જાપ શા માટે કરવો ? મનમાં સ્થિરતા કયારે આવે ? જાપ કયા સ્થળે કરવો ? મન સ્થિર કરવાની ધારણા કયાં કરવી ?

# પાઠ ૨૫ મો

## વ્યવહારમાં વૃત્તિસ્વરૂપનું અવલોકન

આપણા મનની અંદર જે જુદા જુદા પ્રકારના વિચારો ઉત્પન્ન થાય છે. તેનું જરા વધારે ગાઢ સ્વરૂપ બંધાય છે ત્યારે તેને વૃત્તિ કહેવામાં આવે છે. વૃત્તિઓ મનમાં ઉત્પન્ન થાય છે. આ વૃત્તિઓ બીજના જેવી છે. જેમ એક બીજમાંથી અનેક બીજ ઉત્પન્ન કરી શકાય છે તેમ તે વૃત્તિઓની સાથે રાગ કે દ્વેષવાળી આપણી લાગણી મળે છે એટલે તેમાંથી અનેક વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. આપણો રાત-દિવસનો વ્યવહાર આ વૃત્તિઓને પોષણ આપનાર છે. નવીન કર્મનાં બંધનો અને તેને લઈ બીજા જન્મમાં કેવો જન્મ ધારણ કરવો તે સર્વ આ મનમાં ઉત્પન્ન થતી વૃત્તિઓ ઉપર આધાર રાખે છે. જો મનની અંદર સાત્વિક ભાવવાળી વૃત્તિઓ ઉત્પન્ન કરીએ અથવા આપણે બહુ જ આત્મજાગૃતિ રાખી પ્રબળ પુરુષાર્થથી પરમાર્થવાળું વર્તન રાખીને સાત્વિક ભાવવાળી વૃત્તિઓને જ વ્યવહારના દરેક પ્રસંગોમાં ટકાવી રાખીએ તો આપણો ભાવિ જન્મ અને અત્યારનુ જીવન ઘણું ઉચ્ચ બનાવી શકીએ.

જો આપણું વર્તન કેવળ વ્યવહારને લગતું અને પરમાર્થ પણ વ્યવહારને અનુકૂળ થાય તેવો રાખીએ તો રાજસ પ્રકૃતિનું પોષણ પામતી આપણી વૃત્તિઓથી

આપણું જીવન મધ્યમ પ્રકારનું ઘડાય છે, અને જો આપણું વર્તન કેવળ સ્વાર્થી લાગણીઓવાળું, વાસનાને જ પોષણ આપનારું અને તે મેળવવા ખાતર વિવિધ પ્રકારની રૌદ્ર પ્રવૃત્તિવાળું હોય, અનેક જીવોનો સંહાર કરનારુ હોય તો આપણી મનોવૃત્તિઓ તામસ ભાવનુ પોષણ પામી આવતો જન્મ ઘણો જ ખરાબ દુઃખરૂપ ઉત્પન્ન કરે છે

ટૂંકમાં કહીએ તો આપણી મનોવૃત્તિઓનો સાત્વિક, રાજસિક અને તામસિક એમ ત્રણ પ્રકારમાં સમાવેશ થાય છે. આ દરેક વૃત્તિને વિવેક અને વિચારબળથી પલટાવી શકાય છે. ગમે તેવા વિષમ પ્રસંગોને પણ વિચારબળ વડે અને વિવેકની મદદથી જુદા રૂપમાં આપણે આપણા અંતરમાં બદલાવી શકીએ છીએ. તામસી અને રાજસી પ્રકૃતિને સાત્વિકના રૂપમાં બદલાવીને આત્માની અધોગતિને બદલે ઉન્નત ગતિ કરવાનું ખરું સામર્થ્ય આપણા હાથમાં છે તેવા ઉત્તમ પ્રસંગનો વખત આવતાં આપણે તે ગુમાવવો ન જોઇએ. નહિતર લાંબા વખતથી પોષાયેલી નીચ વૃત્તિઓ પોતાનો દુઃખમય પ્રભાવ દેખાડયા સિવાય રહેશે નહિ.

દુનિયામાં મોટા ગણાતા માણસોની વૃત્તિઓનું પોષણ પણ મોટું જ હોય છે. પણ જો તે આત્મભાવ તરફ જોડાયેલા હશે અને વૃત્તિઓના પોષણથી ઉત્પન્ન થતા સુખ-દુઃખનું તેમને જ્ઞાન હશે તો તે અધમ વૃત્તિઓને પોષણ નહિ આપે. જેમ હલકી, નીચ વૃત્તિવાળું જીવન તેમ નીચ વૃત્તિઓનું જ પોષણ થવાનું અને જેમ ઉચ્ચ જાતિવાળું જીવન

તેમ તેની વૃત્તિઓ પણ ઉચ્ચ જાતનું જ પોષણ પામવાની સારા નિમિત્તથી અને ખરાબ નિમિત્તથી વૃત્તિઓમાં ફેર-ફાર થયા સિવાય રહેતો નથી.

એક રાજા જો સાત્વિક પ્રકૃતિનો હશે તો તે અહિંસાની, સત્યની, પ્રામાણિકપણાની, ક્ષમાની, નમ્રતાની, ઉદારતાની, પરોપકારની, પ્રેમની, સત્કારની, ન્યાયની, શીયળની, વીરતાની, ધર્મની, વાત્સલ્યતાની, જ્ઞાનની, ભક્તિની, પરમાર્થસેવાની, રક્ષણની, દાનની, ગુરુભક્તિની, અતિથિ-સત્કારની, વિનય વિગેરે ઉચ્ચ જાતિની જ વૃત્તિઓનું પોષણ મેળવશે પણ જો તે રાજસી પ્રકૃતિવાળો, વૈભવી જીવન-વાળો વિલાસી સ્વભાવનો હશે, તો તે વિષયોની, કર્તવ્ય-ભાવનાની, મહત્ત્વતાની, સ્વાર્થીપણાની, વ્યવહાર પૂરતા પરોપકારની, સ્વાર્થ પૂરતી દયાની, દાનની, કીર્તિની અને પોતાની ફરજની લાગણીઓને પોષણ આપશે અને એ સ્વાર્થી લાગણીઓ કે ઇચ્છાઓને પોષતાં પ્રસંગોપાત્ અનેક પ્રકારની હલકી લાગણીઓને પોષણ આપવાનો જ.

હવે જો તે રાજા તામસી પ્રકૃતિનો હશે તો પોતાના ભોજન અર્થે મોજ–શોખને ખાતર અને અધિકાર ચલાવવા ક્રોધની, અભિમાનની, કપટની, લોભની, રાગની, દ્વેષની, તિરસ્કારની, અન્યાયની, અસત્યની અપ્રામાણિકતાની, વ્ય-ભિચારની, વ્યસનોની, કાયરતાની, અધર્મની, અનીતિની, નિર્દયતાની, દંભની, મહત્તાની, ઇર્ષ્યાની, દ્વેષની અને મોહની ઇત્યાદિ લાગણીઓને પોષણ આપશે. અને તે પોષાયેલી

લાગણી ભોગવવા માટે જ્યાં આ સર્વ જાતની અનુકૂળતા હશે તે સ્થળે જ તેને ફરી જન્મ લેવો પડશે.

હવે સાત્વિક પ્રકૃતિવાળો ધર્મ ગુરુ હશે તો તે સાત્વિક ભાવની લાગણીઓને વિશેષ પોષણ આપશે. પણ જો તે ઝનૂની, ધર્માંધ કે અજ્ઞાનતાવાળો ધર્મગુરુ હશે તો તામસી પ્રકૃતિવાળો રાજા જે જે વૃત્તિઓને પોષણ આપે છે. ઘણે ભાગે તે પણ તેજ વૃત્તિઓને પોષણ આપવાનો. કેમકે તે ધર્મગુરુ પણ મોટો માણસ છે, અને અધિકારનો ઉકળાટ જુદી રીતે પણ એક જ જાતિને લાગતો તેનામાં હોય છે.

જો તે મનુષ્ય ઉદ્યમી હશે તો પુરુષાર્થની સ્વાધિનતાની ઉત્સાહની, સ્વતંત્રાની, વીરતાની, લાગણીઓ કેળવશે આ વૃત્તિઓ કેળવતાં તેના જીવનના સંયોગો અને નિમિત્તોના પ્રમાણમાં બીજી વૃત્તિઓ કેળવ્યા સિવાય રહેવાનો નહિ.

જો તે મનુષ્ય આળસુ, દેણદાર કે ભિખારી હશે તો દુઃખની, કાયરતાની, નિરાધારતાની, નિરુત્સાહની, મંદતાની, અજ્ઞાનતાની, અસંતોષની, લોભની, કલેશની, માત્ર દુઃખમય વિચારથી ખોટી ઈર્ષ્યા, નકામા દ્વેષ આદિકની લાગણીઓ મુખ્યતાએ કેળવશે અને પોતાના તે તે વખતના સંયોગોના પ્રમાણમાં બીજી પણ ક્રોધાદિની વૃત્તિઓને પોષણ આપતો રહેશે.

ફોજદાર કે જેલર સ્વાભાવિક રીતે જ નિર્દયતાની, નિષ્ઠૂરતાની, ચંચળતાની, સત્તાના બળ આદિકની વૃત્તિ કેળવતા રહે છે.

નોકરો પોતાના સ્વભાવ પ્રમાણે પ્રામાણિકતાની કે અપ્રામાણિકતાની વૃત્તિઓ મુખ્યતાએ કેળવે છે.

શિકારીઓ, ખાટકીઓ ખોરાક માટે પશુ ઉછેરનારાઓ મુખ્યતાએ હિંસાની, ક્રૂરતાની, લોભની વૃત્તિઓને પોષે છે.

અનાજ આદિના વેપારીઓ અનાજ આદિ લેવાના પ્રસંગે શાંતિની અને વેચવાના પ્રસંગે અશાંતિની વૃત્તિનું પોષણ પ્રાયે કરે છે.

સામાન્ય રીતે બધી જાતના વેપારીઓ શાંતિ કે અશાંતિના વખતમાં પોતાનો માલ ખપે કે ન ખપે, તો પણ તે તે જાતના પ્રસંગો અને કાલના ઉપર પોતાની ઊચ્ચ કે અધમ વૃત્તિઓનુ પોષણ આપ્યા વિના રહેતા નથી.

ખેડૂતોની ભાવના પણ ઘણે ભાગે વાવતી અને વેચતી વખતે જુદી જુદી હોવાને લીધે તેના પ્રમાણમાં શાંતિની કે અશાંતિની, સુખની કે દુઃખની, મોહની કે લોભની વૃત્તિઓનું પોષણ કરે છે.

ઇષ્ટ વસ્તુ કે વહાલા મનુષ્યના વિયોગમાં ઘણે ભાગે મોહ, શોક, અજ્ઞાન, દુઃખ આદિની વૃત્તિ મુખ્યતાએ પોષાય છે. અનિષ્ટ વસ્તુ, અનિષ્ટ મનુષ્ય, શત્રુ કે રોગાદિના પ્રસંગમાં હિંસાની, તિરસ્કારની, અભાવની, દુઃખની લાગણી પોષાય છે.

આ તો મુખ્ય પ્રત્યક્ષ અનુભવમાં આવે તેવી તેવી લાગણીઓની વાત થઈ, પણ એક વૃતિના પ્રસંગમાં તેવી અનેક વૃત્તિઓનું પોષણ પ્રસગોપાત્ થઈ આવે છે. આ

સર્વ કહેવાનો ઉદ્દેશ એ છે કે જેવું બીજ તેવાં ફળ પેદા થાય છે. આ દષ્ટાંતે જેવી જેવી વૃત્તિને આપણે પોષણ આપીએ છીએ તેવાં તેવાં ભાવિ ફળો ભોગવ્યા સિવાય આપણો છૂટકો થતો નથી. એટલે વ્યવહારના કે પરમાર્થના દરેક પ્રસંગમાં મનુષ્યોએ પોતાની વૃત્તિઓને તપાસતા રહેવું, વૃત્તિના મૂળ કારણ તરફ પણ નજર રાખવી, તેના ભાવિ ફળ કે સંસ્કાર કેવા પડે છે તે તરફ પણ લક્ષ આપવું અને એક વૃત્તિમાંથી અનેક વૃત્તિઓ કેવી રીતે વિસ્તાર પામે છે તે પણ ધ્યાનમાં રાખવું. આ પ્રમાણે તપાસતા રહેવાથી મનની કઈ વૃત્તિઓને ઉત્પન્ન થવા દેવી અને કઈ વૃત્તિને ન ઉઠવા દેવી તેની કૂંચી આપણા હાથમાં આવે છે. તે સાથે ભાવિ જિંદગી કેવી બનાવવી તેનું બળ પણ આવે છે.

જેવી રીતે પોતાની વૃત્તિઓ તપાસવાની છે, તેવી રીતે બીજાની પણ વૃત્તિઓ તપાસતા રહેવું અને તેવા પ્રસંગોમાં પોતે મુકાયો હોય તો તે પ્રસંગે પોતે કેવી વૃત્તિ રાખે, કેવું આચરણ કરે, તે તે બાબતના નિશ્ચયો અત્યારથી કરતો રહે, તેમ થવાથી ભવિષ્યમાં તેવા પ્રસંગો વખતે વિશેષ જાગૃતિ અને નવીન બીજવાળી વૃત્તિઓને અટકાવી શકવાનુ બળ મેળવી શકે છે.

પ્રભુના માર્ગમાં આગળ વધવાની ઈચ્છાવાળા દરેક મનુષ્યે વ્યવહારના દરેક પ્રસંગમાં પોતાની વૃત્તિઓનું અવલોકન કરતા રહેવું તેની દિશા બતાવનાર આ નાનો સરખો પાઠ લખવામાં આવ્યો છે, છતાં ખરી રીતે શાંતિનર

માર્ગનું આ ઉત્તમ બીજ છે. જે બીજ વાવે તે જ ફળ ભોગવે, બીજાને અધિકાર નથી.

ખરું ધર્મનું સ્વરૂપ આ પ્રમાણે વૃત્તિઓને ઓળખી તે વૃત્તિઓને ઉચ્ચગામી કરવામાં જ રહેલું છે. એટલે તમો-ગુણમાંથી રજોગુણમાં અને રજોગુણમાંથી સત્ત્વગુણમાં આવવું. જ્યાં સુધી આવો અભ્યાસ કરવામાં આવતો નથી, ત્યાં સુધી આપણું હૃદય નિર્મળ થતું નથી અને જન્મો સુધી ધર્મ કરવા છતાં તેનું ઉત્તમ ફળ મળતું નથી

---

## પાઠ ૨૬ મો.

---

### આત્માનો વિકાસ, લક્ષ અને જાગૃતિ

ધ્યાન વિના આત્માનો વિકાસ સંપૂર્ણ થઈ શકતો નથી. પૂર્વના દરેક મહાન્ પુરુષો ધ્યાનબળથી જ આગળ વધેલા હતા અને અત્યારે પણ આ ધ્યાનબળથી જ આગળ વધી શકાય છે. ધ્યાનના માર્ગમાં પ્રવેશ કરવા ઇચ્છતા મનુષ્યે પ્રથમ પોતાનું ધ્યેય કે જેને મેળવવાને તે ઇચ્છે છે તે નક્કી કરવું જોઈએ. તે નક્કી કર્યા પછી ધ્યાનના માર્ગમાં પોતાની યોગ્યતાનો નિશ્ચય કરવો, અને પછી ધ્યાનનો રસ્તો જાણીને ધ્યાનના અભ્યાસમાં પ્રવેશ કરવો.

પોતાને મેળવવા લાયક જે સ્થિતિ છે. તેનું દૃશ્ય માનસિક સ્થિતિ આગળ વારંવાર વિચારબળથી ખડું

કરવું અને તે એક જ વિચારને ધ્યાનના બધા વખતમાં ભૂલશો નહિ.

આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવું તે જ પ્રાપ્ત કરવા યોગ્ય પોતાનું ધ્યેય છે આત્મા ઉપર આવરણ રૂપે રહેલા આઠ કર્મો તેનો નાશ થવાથી આત્માના આઠ મહાન્ ગુણો પ્રગટ થાય છે. આત્મા જ અનંત છે કેમ કે તેનો અંત એટલે નાશ થતો નથી. તે અનંતનું જ્ઞાન, અનંતનું દર્શન, અનંતનો આનંદ, અનંતની શક્તિ, અનંતનું સુખ, અનંતનું જીવન, અનંતનું સ્વરૂપ, અનંતનો અનુભવ એ જ પ્રાપ્ત કરવા યોગ્ય ધ્યેય છે. એથી એ નિશ્ચય થયો કે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત આનંદ, અનંત વીર્ય, અવ્યાબાધ સુખ, સાદિ અનંત જીવન, અરૂપી દશા અને અગુરુલઘુ વ્યાપક-સ્થિતિ—એ આત્માનો પૂર્ણ વિકાસ છે. તેને અર્થે જ હું પ્રયત્ન કરું છું. મારી સર્વ પ્રવૃત્તિ આ સારા આત્મવિકાસ માટે જ થાઓ.

## ભૂગર્ભ

લક્ષ જાગ્રત કર્યા પછી ભૂગર્ભ ઉત્પન્ન કરવું. એક જ વિચારને વારંવાર મનમાં ઉત્પન્ન કરવાથી મન ઉપર તેની મજબૂત અસર થાય છે. મન તે દ્વારા તે વિચારના માર્ગમાં કેળવાઈ પોતાનું ઘટ્ટ સ્વરૂપ ધારણ કરે છે. છેવટે માનસિક આકૃતિ તેની રચે છે, પોતાની આજુબાજુ પણ તેવું જ વાતાવરણ ઉત્પન્ન કરે છે, તે વાતાવરણમાં આવનારાં અણુઓ પણ તેનાથી સારી રીતે વાસિત થાય છે. સજાતીય

પરમાણુઓ તે તરફ ખેંચાઇ આવે છે. વિરોધી પરમાણુઓને દૂર હઠાવે છે. આ બંધાયેલા માનસિક આકારને અને વાતાવરણને ભૂગર્ભ કહેવામાં આવે છે. પોતાના સાધ્યરૂપ લક્ષ્યબિન્દુનુ ભૂગર્ભ બંધાય છે ત્યારે તે ચોક્કસ બીજપણાના રૂપને ધારણ કરે છે. આપણી આપણા ધ્યેયને લગતી દરેક પ્રવૃત્તિ કે ક્રિયા તે આ ભૂગર્ભ તરફ પ્રવાહ રૂપે ઢળીને તે બીજનું પોષણ કરી તેમાંથી આત્માના પૂર્ણ વિકાસરૂપ ફળ પેદા કરે છે. આપણા વિચારો એ બીજરૂપે થઇને ઉગી નીકળે છે એટલે જે વિચારો કે ઇચ્છાઓ કરવી તે બહુ જ સંભાળપૂર્વક કરવી. અધમ વૃત્તિવાળાં નવાં બીજ હવેથી વાવવાં ન જાઇએ

આપણું લક્ષ આત્મવિકાસનું જ હોય તો આપણી સારી પ્રવૃત્તિનું તે જ ફળ પેદા થાય છે. પણ જો આપણું લક્ષ આ વ્યવહાર શક્તિઓ કે યોગની ચમત્કારિક શક્તિઓ પેદા કરવા પૂરતું જ હોય તો આપણી ઉત્તમ ક્રિયા તેના પોષણ રૂપે પરિણમીને તે જ જાતનાં ફળ ઉત્પન્ન કરશે, અને તેમાંથી નવીન કર્મ પ્રગટાવશે. માટે આપણું લક્ષબિન્દુ આત્માની પૂર્ણતા પ્રગટાવવા સિવાય હોવું ન જોઇએ તે માટે બહુ સંભાળ રાખવી.

ધ્યાનના માર્ગમાં ઉત્પન્ન થતા તેથી વિરુદ્ધ માર્ગના વિચારોરૂપી કાંટાળા બીજને વિચારના બળથી તેમજ વૃત્તિઓના નિરીક્ષણ દ્વારા ઉખેડી નાખવાં જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો આ આપણા મૂળ લક્ષ સાથે આ

ઝાળાં-ઝાંખરાં પણ ઊગી નીકળવાનાં, અને મૂળ લક્ષના પોષણને મળતુ બળ તે ચૂસી લઈ આપણા સાધ્યને નબળું પાડી દેશે.

## ધ્યાન કરવાનું સ્થાન

હૃદયના ડાબા ભાગ તરફ ઉપયોગ રાખીને ત્યાં શાંતિ, શાંતિ, શાંતિ, એ જાપ કરવો. જાપ વખતે હૃદયમાંથી કોઈપણ વૃત્તિનું સ્ફુરણ ઉઠે તો તે તપાસતા રહેવું. કોઈપણ વૃત્તિ ઉઠે કે તરત જ તે વૃત્તિના સ્વરૂપને તપાસી જાપ બંધ કરીને તે વૃત્તિથી વિરોધી પણ ઉન્નત ભાવવાળી વૃત્તિ ઉત્પન્ન કરીને વિવેકજ્ઞાન વડે વૃત્તિની અસારતા સમજીને તે વૃત્તિને તોડી નાખવી. અને પાછો જાપ શરૂ કરવો. વળી કોઈપણ વિકલ્પ ઉઠે કે તરત જ તે વૃત્તિને પકડી લઈ જાપ બંધ કરીને તે વૃત્તિને સદ્‌વિચારથી વિખેરી નાખી પાછો જાપ શરૂ કરવો.

વૃત્તિઓ ઉઠયા જ કરે અને તેને ન તોડતાં જાપ ચાલુ રાખ્યા જ કરીએ અથવા તે વિકલ્પોની ઉપેક્ષા કરીને જાપ ચાલુ રાખ્યા જ કરીએ તો આ હલકી નીચ વૃત્તિઓ અંદર દબાયેલી જ પડી રહે અથવા જાપને અવ્યવસ્થિત કરી નાખે, તે બન્ને રીતે નુકસાનકર્તા છે, માટે વિચાર-બળથી તે વૃત્તિને સાથે તોડતા જ રહેવું. જાપ ઓછો થાય તેની ચિંતા ન કરવી જાપની ગણતરી રાખવાની આ સ્થળે જરૂર નથી, જાપ કેટલો થયો તેની કાંઈ ભારે કિંમત નથી, પણ વૃત્તિઓ કેટલી ઓછી થઇ, કેટલી ઉન્નતિ થઇ તે ઉપર લક્ષ રાખવાનું છે.

## વૃત્તિઓનું નિરીક્ષણ

કેટલાક વખત પછી જાપ બંધ કરીને હૃદયના મધ્યથી બે આંગળ ડાબા ભાગ તરફ એકાગ્ર ચિત્ત જોયા કરવું. આંખો તો બંધ જ રાખવી. મનમાં સ્વાભાવિક ઉઠતી વૃત્તિઓને અટકાવવી નહિ, તેમજ વૃત્તિઓ ઉઠે તેની પ્રેરણા પણ ન કરવી. પોતે તો દૃષ્ટા તરીકે જોયા કરવું. સ્વાભાવિક સહજ ઉપયોગે રહેતાં વચમાં વચમાં ઉપયોગનું વિસ્મરણ થઇ જવા સંભવ છે. આ વિસ્મરણ થવાના પ્રસંગમાં કોઇપણ વૃત્તિ પ્રગટી નીકળે છે તે વૃત્તિને વિચાર દ્વારા તોડી નાખી પાછા શાંત થઇને અવલોકન કરતા રહેવું.

આ અભ્યાસથી સત્તામાં રહેલી અનેક પ્રકારની વૃત્તિઓ બહાર આવે છે અને ફરીથી તે વૃત્તિ ઉત્પન્ન ન થાય તેવી રીતે વિવેકજ્ઞાનના વિચાર દ્વારા વિખેરી નાખવામાં આવે છે. તે સાથે નવી ઇચ્છાઓ કરવાનું બંધ કરેલ હોવાથી સત્તામાં નવાં બીજ દાખલ થતાં પણ અટકાવાય છે. આ અભ્યાસથી સંવર અને નિર્જરા સાથે બન્ને છે સંચય થવા રૂપે આવતાં કર્મને અટકાવવાં તે સંવર અને સંચય થઇને રહેલાં કર્મને કાઢી નાખવાં તે નિર્જરા. બન્ને આ અભ્યાસથી થાય છે

દૃષ્ટા—જોનાર તરીકે તપાસ કરતા રહેવાથી જો વૃત્તિઓ ન ઉઠે તો સ્થિરતા કે એકાગ્રતા વધતી જાય છે અને વૃત્તિઓ ઉઠે તો વિવેકજ્ઞાન વડે તોડવાનું કામ ચાલે છે, વૃત્તિઓને ઉઠવા ન દેતાં દબાવી રાખવાથી તે સત્તામાં

દબાયેલી પડી રહે છે. અને બળવાન નિમિત્ત મળતાં તે વિશેષ જોરમાં બહાર આવે છે. હૃદયમાં શાંતિની છાયા તળે અવલોકન કરતાં સત્તામાં રહેલ કર્મ ધીમે ધીમે બહાર આવે છે. આ કર્મ તોડવાનો પુરુષાર્થ છે.

વૃત્તિના અવલોકન રૂપ ધ્યાન દ્વારા કર્મો બહાર આવે છે ત્યારે જ આપણને સમજાય છે કે હજી આ જાતનાં કર્મો મારી અંદર વિશેષ કે ઓછાં પ્રમાણમાં રહેલાં છે અને અમુક જાતની વૃત્તિઓ ઉઠતી ન હોવાથી તે જાતનાં કર્મો ઓછાં થયાં છે. જે કર્મ આપણી અંદર વિશેષ પ્રબળ હશે તેના વિચારો વારંવાર આવવાના, છતાં આપણે તો ત્યાં જાપ અને અવલોકન શરૂ જ રાખવું. જાપ ૐકારનો સોહંનો અને શાંતિનો ત્રણે પ્રકારનો પ્રસંગે કરવાનો છે.

જાપરૂપ કોશ દ્વારા જમીનની માફક કર્મો ખોદાય છે. અને શાંતિજાપની છાયા તળે વૃત્તિ અવલોકન રૂપ પાવડા દ્વારા ખાંપીને તે કર્મો બહાર કાઢી નાંખવામાં આવે છે.

ધ્યાન સિવાયના વખતમાં વૃત્તિઓને તોડવાનું જ્ઞાન મેળવવા માટે, આત્માના શુદ્ધ સ્વભાવને જાણનારા, કર્મોના અચળ નિયમોને સમજાવનારા, અને મનની વૃત્તિઓના સ્વરૂપને બતાવનારા ગ્રંથોનું વાંચન કરવુ બહુ ઉપયોગી છે.

દિવસમાં કોઈ પણ તેવા પ્રસંગમાં પણ વૃત્તિઓનું અવલોકન કરતા રહેવું, મનમાં ઉઠતા વિકલ્પો તે વૃત્તિઓ છે. એકમાંથી અનેક વૃત્તિઓ ઉઠે છે. આપણી જાગૃતિ

ન હોય તો કલાકો સુધી વધતા જતા તેના વિસ્તારનો અંત આવતો નથી

આ વિકલ્પોવાળું મન આત્માની આડે આવરણ રૂપે ઊભું રહીને તેના આવરણોમાં વધારો કરતું રહે છે. વિવિધ ઇચ્છા કે વાસનાવાળા વિકલ્પો સત્તામાં રહેલ કર્મમાંથી બહાર આવે છે તેમજ બહારના પદાર્થો નિમિત્ત પણ તે વિવિધ ઇચ્છાઓ કરે છે અને આ ઇચ્છાઓ નિમિત્તે રાગ-દ્વેષ ને હર્ષ, શોક ઉપજાવી નવાં કર્મબીજનો સંચય કરાવે છે આપણી નબળી ઇચ્છાઓમાંથી જ જન્મો થાય છે.

જાપનું ફળ વૃત્તિઓને મનથી છૂટી પાડી વૃત્તિઓનો નાશ કરવાનો છે. વૃત્તિઓ મનથી છૂટી પડી તેની નિશાની એ છે કે વૃત્તિઓના અસર મન પર જરા પણ ન થાય. શોધવા જતાં વૃત્તિ હાથ ન આવે, આકૃતિ બંધાયા વિના જ ઉપયોગની જાગૃતિથી વિખરાઇ જાય. વૃત્તિ છૂટી ન પડી હોય તો તેની અસર મન ઉપર થાય, કોઈ તેવા વિષમ પ્રસગનો આઘાત હૃદય પર લાગે, વારંવાર તેવી વાતોનું મન પુનરાવર્તન કરે, ચિત્ત ઠરે નહિ, વિક્ષેપો થયા કરે, વિહ્વળતા આવી જાય, આ સર્વ વૃત્તિ મનથી છૂટી ન પડયાની નિશાની છે વૃત્તિ જ્યાં સુધી છૂટી ન પડે ત્યાં સુધી જાપ પરિપકવ થયો નથી, જાપનું ફળ મળ્યું નથી એમ સમજી જાપ ચાલુ રાખવો. વૃત્તિ છૂટી પડે તેને નિર્લેપ વૃત્તિ કહે છે. વૃત્તિ નિર્લેપતાવાળો જાપ થાય તો શાંતિ વધે, સર્વાંગ શાંતિ વ્યાપી રહે વૃત્તિઓનો સર્વથા

નાશ થવો તે તો ઘણી ઊંચી હદ છે ફરી વ્યુત્થાન જાગૃત ન થાય તેવી રીતે વૃત્તિ નાશ ચૌદમે ગુણસ્થાને થાય છે છતાં નિર્લેપ જાપ થતાં પવનની માફક વૃત્તિ ઉપર તરવરી રહે પણ હૃદયને ભેદે નહિ, તે જાપ પણ બંધ પડી શાંતિવાળી સ્થિરતા રહે.

જાપ કરતી વખતે વૃત્તિઓનું બળ વિશેષ જણાય, વિકલ્પો બહુ આવે તો શાંતિ એ શબ્દનો જાપ કરવો, તે સાથે વૃત્તિને અવલોકતા રહી એ વૃત્તિનો નાશ થાઓ એવી ભાવના આપતા રહેવું. તેથી વૃત્તિઓ ઓછી થશે. બહુ વૃત્તિઓ ઉઠે તે અર્થ સાથે સોહં સોહ એ શબ્દનો જાપ કરવો.

વ્યવહારની ક્રિયાઓ નિર્લેપપણે બનાવવા માટે વ્યવહારના પ્રસંગો વખતે પણ જાપ ચાલુ રાખવો અને વૃત્તિઓનું બળ તપાસતા રહેવું. તેના કારણો અને તેના પરિણામો તરફ પણ વિચાર કરતા રહેવુ. ગમે તે વખતે વિચારબળથી વૃત્તિઓને બદલાવી નાખવાનું બળ મેળવવું પુનર્ભવ ઉત્પન્ન કરનાર બીજવાળી વૃત્તિઓનો નાશ થવાથી જ આત્માનો સાચો વિકાસ કે ઉન્નત ભાવ થયો એમ સમજવું. મનુષ્યોને ચમત્કાર લાગે તેવી શક્તિઓ ભલે ન આવે છતાં મનની-મલિન અને મોહને પોષણ કરનારી વૃત્તિઓ બીજ રૂપે સત્તામાં નવી દાખલ થઈ અનેક બીજ ઉત્પન્ન કરનારી નીવડે છે, તેનો નાશ કરવાનું બળ મેળવાય તો તે કાંઇ જેવો તેવો લાભ નથી. આત્માનો પૂર્ણ વિકાસ આ વૃત્તિઓના નાશથી જ થાય છે. ઉપશમતાને

પામેલી વૃત્તિઓ પાછાં નિમિત્ત મળતાં પોતાના પૂરવેગમાં બહાર આવ્યા વિના રહેતી નથી અને તે વખતે કરી કમાણી ધૂળમાં મળી જાય છે. ચમત્કારિક શક્તિઓ ચાલી જાય છે અને હતા તેવા ધોયા મૂળા જેવા થઇ રહેવાય છે. માટે વૃત્તિઓને રૂંધવા કે દબાવવા કરતાં વિચારબળથી તેનો નાશ કરવો તે જ આત્મઉન્નત્તિનો સરળ રાજમાર્ગ છે.

આ પાઠ ઊંચા વિચાર દશાવાળા માટે લખાયેલો છે એટલે તેમાથી ઉપયોગી કર્તવ્ય પોતે જ પોતાની મેળે શોધી લેશે, એમ ધારીને સારવાળા પ્રશ્નો આપ્યા નથી.

---

# પાઠ ૨૭ મો

---

## અંત સમયની ક્રિયા

આત્મા અમર છે; છતાં દેહનો ફેરફાર તો કરે છે. આગળ વધવા માટે શરીરને બદલવાની જરૂર છે. શરીર જીર્ણ થયું હોય, અશક્ત બન્યું હોય, ધર્મક્રિયા કરવામાં નિરૂપયોગી હોય, વિશેષ જ્ઞાનધ્યાન તેનાથી ન જ થઈ શકતું હોય તો તેને ટકાવી રાખવાથી પણ શો લાભ ? પરમાત્માના માર્ગમાં આગળ વધવા વિશેષ દૃઢ અને બળવાન શરીરની ઘણી જરૂર છે, એટલે જીર્ણ અશક્ત શરીરનો ત્યાગ કરવો તે દુઃખરૂપ નથી પણ સુખરૂપ છે. જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરી નવું વસ્ત્ર પહેરવું તેમાં તે શાનું

દુઃખ ? મરણ નજીકના વખતમાં મનુષ્યોએ વિશેષ જાગૃત થવું જોઇએ. વ્યવહારમાં કહે છે કે **अंते या मति सा गति.** છેવટના વખતમાં જેવા પરિણામ હોય તેવી તેની ગતિ થાય છે આ વાત ખરી છે. આખી જિંદગીમાં જે જે કર્મ કરેલાં હોય તેનો મજબૂત સંસ્કાર છેવટે જાગૃત રહે છે. તેને લઈને છેલ્લા પ્રસંગમાં તેવી જ બુદ્ધિ ઉપજે છે, એટલે છેવટના પ્રસંગમાં તો બહુ જ આત્મજાગૃતિ રાખવાની આપણને જરૂર પડે છે; નહિતર આવતા જન્મની ગતિ બગડી જાય છે.

ગૃહસ્થ હોય કે ત્યાગી હોય, છેવટના વખતે અશાતા વેદનીયનો ઉદય અથવા કોઈ આસક્તિવાળો મનુષ્ય કે પદાર્થ આપણું ભાન ન ભુલાવે તે માટે આત્મજાગૃતિવાળા કોઈ મહાન્ પુરુષને પોતાની પાસે બોલાવવાની કે રાખવાની બહુ જરૂર છે. તેની નિશ્રાએ આરાધના કરવી પોતાની શક્તિના પ્રમાણમાં આદર કરેલ કાર્યોનો પાર પામવો, મોહાદિને પાછા હઠાવવા, પાપીથી અલગ રહેવું, મોહ–મમત્વનો ત્યાગ કરી સમભાવમાં રહી પરમાત્માનું સ્મરણ કરતાં શાંતિમાં આ દેહનો ત્યાગ કરવો. આ સમાધિ મરણ અથવા આરાધના કહેવાય છે આત્મજ્ઞાની પુરુષ આપણને વિશેષ જાગૃતિ આપે છે, અને આરાધના કરાવે છે. તેની પાસે આરાધનામાં વિઘ્નરૂપ જિંદગીનાં ખરાબ કર્તવ્યો કહી જવાં, પ્રાયશ્ચિત્ત લેવું, ને કર્મની નિંદા કરવી, પશ્ચાત્તાપ કરવો, ફરી તેમ ન થાય તેની પ્રતિજ્ઞા લેવી. તે આ પ્રમાણે છે.

લીધેલ વ્રતોમાં દોષ લાગ્યા હોય, જીવોનો વધ કર્યો હોય, અસત્ય બોલ્યા હોઈએ, ચોરી કરી હોય, પરસ્ત્રીગમન કર્યું હોય, પરિમાણુથી અધિક ધનાદિનો સંચય કર્યો હોય, મમતા વાપરી હોય, ક્રોધ કર્યો હોય, અભિમાન થયું હોય, કપટ–પ્રપંચ કર્યો હોય, તૃષ્ણાને લઈ જીવોને ત્રાસ આપ્યો હોય, સ્વાર્થી સ્નેહ બાંધ્યો હોય, દ્વેષ કર્યો હોય, કલેશ કર્યો હોય, નિંદા કરી હોય, ખોટાં આળ-આપ્યાં હોય,સુખ-દુઃખના પ્રસંગમાં હર્ષ–શોક કર્યો હોય, માયા તથા અસત્યનો સાથે ઉપયોગ કર્યો હોય અને મિથ્યાત્વનુ વર્તન કર્યું હોય, આ પાપના માર્ગની પ્રવૃત્તિ કરી હોય તેની માફી માગવી, પશ્ચાત્તાપ કરવો.

ગુરુની સાક્ષીએ પાંચ મહાવ્રત ઉચરવાં આયુષ્યનો અંત નજીકમા આવવાનો છે તેથી ગૃહસ્થાશ્રમનોત્યાગ કરવો. ત્યાગી હોય તો ફરીને વ્રતો ઉચ્ચરે. જેમકે હવેથી જીવન-પર્યંત કોઈ જીવને હું મારીશ નહિ, અસત્ય નહિ બોલું, ચોરી નહિ કરું, બ્રહ્મચર્ય પાળીશ. અને સર્વ સંપત્તિનો હું ત્યાગ કરું છું. આ પાંચ મહાવ્રતનો સ્વીકાર કરવો, આમ કરીને કર્મને આવવાનો માર્ગ બંધ કરવો.

કોઇ સાથે વેર–વિરોધ હોય તો દેવ અને ગુરુની સાક્ષીએ તે સર્વને ખમાવી દઇ વેર–વિરોધ શાંત કરવા. કોઈ સાથે વેર–વિરોધ ન રહી જાય તે માટે પોતાનું જીવન તપાસી જવું અને સર્વ જીવોને આત્મતુલ્ય ગણી તે તરફ વીખરાયેલી પોતાની મનોવૃત્તિને પાછી ખેંચી

આત્માની અંદર લાવી મુકવી. સર્વ પદાર્થો અને સર્વ જીવો તરફથી મોહ ભાવને ખેંચી લઇને આત્મમાર્ગમાં મદદગાર અરિહંતદેવ, સિદ્ધ પરમાત્મા તત્ત્વજ્ઞ ગુરુઓ અને શાંતિમય ધર્મ એ ચારેનું શરણુ સ્વીકારવું.

અને મનથી કહેવું કે હે પ્રભુ! હું તમારે શરણે છું, આ જીવન હું આપને અર્પણ કરું છુ આ મન, વચન, શરીર આપને આધિન છે. તે આપની આજ્ઞા પ્રમાણે જ ચાલો. એ આપણે નિશ્ચય કરી પરમાત્માના શુદ્ધ સ્વરૂપનું એક લક્ષ બાંધી પોતાની મનોવૃત્તિને ભ્રુના મધ્યમાં લાવવી. તે સ્થળે તે પરમાત્માના પવિત્ર નામસૂચક ૐકારનો જાપ શરૂ કરવો. અથવા નમસ્કારમંત્રનો જાપ કરવો. જાપ સિવાય કોઈપણ વિચાર ન આવે તે માટે ઉપયોગ જાગૃત રાખવો તે મંત્રનો તાર જેટલો મનથી લંબાય તેટલો લંબાવવો, તે જાપમાં જ મનોવૃત્તિ લીન કરી દેવી. છેવટે બ્રહ્મરંધ્ર તરફ લક્ષ આપી જાપને મૂકી દઈ પરમાત્માના નિર્વિકલ્પ સ્વરૂપમાં મનને જોડી દેવુ. પરમાત્મા કર્મરૂપઅંજન–મળ–વિનાના છે તે યાદ કરી તે સ્થળે નિર્મળ પ્રકાશમાં વૃત્તિ જોડી રાખવી. પરમાત્મા આકાર વિનાના છે તેમ સમજીને મન આકાર ન પકડે તે સ્થિતિમાં સ્થિર થવુ, પરમાત્મા વિકલ્પ વિનાના છે એમ ધારીને કોઇ વિકલ્પ ન ઉઠે તેમ મનને સ્થિર કરવું. ઈત્યાદિ ભાવોમાં મનોવૃત્તિનો લય કરતા રહેવું. છેવટે બ્રહ્મરંધ્રમાંથી બહાર મનોવૃત્તિને કાઢીને પરમાત્માના નિરાકાર સ્વરૂપમાં સ્થિરતા કરી દેવી, તે

સ્થિતિમાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરવો. આ વિષય અનુભવનો છે. જેવો પ્રયત્ન, ઉત્સાહ, જાગૃતિ અને ગુરુનો સમાગમ, તેવી આત્મશાંતિ અનુભવીને તે આત્મા આ દેહથી છૂટો પડશે, અને ભવિષ્યની સ્થિતિનો અધિકારી બનશે.

## સારાંશ પ્રશ્નો

શરીર શા માટે બદલાવવું ? કેવા શરીરનો ત્યાગ કરવો ? આત્મજાગૃતિ શા માટે રાખવી ? આરાધના એટલે શું ? મરણ વખતે કોને પાસે બોલાવવા ? શાનો પશ્ચાત્તાપ કરવો ? વ્રતો કોની સાક્ષીએ ઉચ્ચરવાં ? કયા જીવોને ખમાવવા ? કોનું શરણ લેવું ? ૐ કારનો જાપ ક્યાં વૃત્તિ રાખી કરવો ? છેવટે મનને ક્યાં જોડવું ? છેવટની સ્થિરતા ક્યાં કરવી ?

---

## કઠણ શબ્દાર્થનો કોશ

કઠણ શબ્દ. અર્થ.

પુદ્દગલ=જડ–પ્રકૃતિ, નામ, રૂપવાળા પદાર્થો.

અવર્ણવાદ=નિંદા.

દુગંછા=સુગ કરવી. સુગ લાવવી.

ઉદીરણા=ઉત્તેજન આપવું, ઉશ્કેરવું, બળાત્કારે બહાર કાઢવું.

સમક્તિમોહનીય=સત્ય માર્ગ સમજવામાં થતી મૂંઝવણ. તેનું બીજું નામ દર્શન મોહનીય છે.

પરિગ્રહ=ધનસંચય કરવો.

આર્ત્તધ્યાન=વિષયોની તીવ્રતાવાળું ધ્યાન.

વિપાક=ફળ

નવગ્રૈવેયક=બાર દેવલોક ઉપર રહેલા દેવોને રહેવાનાં નવ સ્થાનને નવગ્રૈવેયક કહે છે. વિરાટ સ્વરૂપમાં ગ્રીવા આગળ આવેલું સ્થાન.

અનુત્તર વિમાન=વિરાટ સ્વરૂપના કપાળ આગળ આવેલ સ્થાન.

ધર્માસ્તિકાય=જૈનોમાં મનાયેલાં છ દ્રવ્યો પૈકી ગતિમાં મદદ આપનાર એક દ્રવ્ય.

અધર્માસ્તિકાય=છ દ્રવ્યો પૈકી જડ–ચૈતન્યને સ્થિર થવામાં સહાયક બીજું દ્રવ્ય.

દેશવિરતિ=થોડા પ્રમાણમાં પાપની પ્રવૃત્તિનો ત્યાગ કરવો તે.

સામાયિક=બે ઘડી વખત સુધી સમભાવમાં રહેવુ તે.

પ્રતિક્રમણ=પાપથી પાછા હઠવું તે.

પૌષધ=આત્માને પુષ્ટિ આપનાર વ્રત.

ઉપયોગ=ધ્યાન આપવું, જાગૃતિ રાખવી, સુરતા રાખવી.

इतिश्री आचार्य महाराजाश्री विजयकमलसूरीश्वर शिष्य श्रीमद् पन्यासजी श्री केशरविजय गणिभि र्विरचिता आत्मज्ञान प्रवेशिका विक्रम संवत २०१८ कार्तिक मासे शुक्लपक्षे पंचमीतिथौ राजनगरे समाप्ता. लेखक पाठकयो: शुभं भूयात् ।

# યોગ દિવાકર પ. પૂ૦ આચાર્ય શ્રીમદ્ વિજય કેશરસૂરીશ્વરજી મ. સા. થી રચિત તત્ત્વજ્ઞાનથી ભરપૂર પુસ્તકોની યાદી

(૧) મહાવીર તત્ત્વ પ્રકાશ
(૨) આત્મ વિશુદ્ધિ
(૩) નીતિ વિચાર રત્નમાળા
(૪) આત્માનો વિકાસક્રમ અને મહામોહનો પરાજય
(૫) પ્રભુને પંથે જ્ઞાનનો પ્રકાશ
(૭) ધર્મોપદેશ તત્ત્વજ્ઞાન
(૮) નીતિમય જીવન
(૯) ગૃહસ્થ ધર્મ
(૧૦) આનંદ અને પ્રભુ મહાવીર
(૧૧) સમ્યગ્દર્શન
(૧૨) યોગશાસ્ત્ર ભાષાંતર
(૧૩) મહાબલ મલયાસુંદરી ચરિત્ર ભાષાંતર
(૧૪) સુદર્શના ચરિત્ર યાને સમળી વિહાર ભાષાંતર
(૧૫) પ્રબોધ ચિંતામણિ
(૧૬) શાન્તિનો મા[illegible]
(૧૭) ધ્યાન દીપ[illegible]
(૧૮) દશવૈકાલિ[illegible] સૂત્ર [illegible]
(૧૯) આત્મજ્ઞા[illegible]